# અનહદ બાની



□ સુભાષ ભટ્ટ

**આ** નાનકડી કથા સૂફી અને હસીદ ધારાની ખૂબ પ્રિય રૂપક કથા છે. આપણે અહીં એનું હસીદ ભાષ્ય જોઈએ. આમ તો પોલો કોએલોની વિશ્વખ્યાત 'એલ્કેમિસ્ટ'નાં મૂળ પણ આમાં છે.

પોલૅન્ડના એક ગામમાં રબ્બી આઇઝીક નામનો ગરીબ ભઠિયારો વસતો હતો. એક રાત્રીના તેને વિચિત્ર સ્વપ્ન આવ્યું કે કોઈ એક વૃદ્ધ તેને આદેશ આપે છે, 'પ્રાગ નામના શહેરમાં જા. મહેલ તરફ દોરી જતા પુલના ત્રીજા સ્તંભ નીચે ખોદી કાઢ, ત્યાં તારી માટે ખજાનો દટાયેલો પડ્યો છે.' આરંભમાં તેને થયું કે સ્વપ્ન તો સ્વપ્ન જ હોય છે એને માટે શું મથવું? પણ તેને આ સ્વપ્ન લાગલગાટ ત્રણ રાત્રી આવ્યું અને એને શુકન માની તે નીકળી પડ્યો - ચાલતાં જ! મારગમાં તેને ભય અને ભૂખ, શ્રદ્ધા અને સંદેહ, પીડા અને પડકારો, સાધુઓ અને લૂંટારાઓ વગેરે મળતાં રહ્યાં. આ રઝળપાટ દરમિયાન તે જીવ, જગત અને જીવન સાથે ઓતપ્રોત થઈ ગયો, તો વળી ક્યારેક આત્મસંવાદ કરતો રહ્યો. સપ્તાહો પછી તે નિર્ધારિત પુલે તો પહોંચ્યો પણ ત્યાં તો રાત-દિવસ પહેરો ભરતા સંત્રી જોયા. તે ખોદવા માટે લાગ શોધતો રહ્યો. કમનસીબે તેની શંકાસ્પદ હિલચાલને કારણે સંત્રીઓએ તેને પકડી લીધો. તેમની ધાક-ધમકીના લીધે તેણે પોતાના સ્વપ્નની સાચી વાત કહી દીધી. બધાએ તેની મૂર્ખાઈની ઠેકડી પણ ઉડાડી. એક સંત્રી તેને કહે, 'સ્વપ્ન થોડાં માની લેવાનાં હોય. એમ તો મને પણ કાલે સ્વપ્ન આવેલું કે પોલૅન્ડના કોઈ રબ્બી આઇઝીકના ભઠ્ઠા નીચે ખજાનો દટાયેલો પડ્યો છે.' અને આઇઝીક એક શબ્દ પણ બોલ્યા વિના ત્યાંથી પોતાના ગામ પાછો ફરી ગયો.

આજે પણ આપણને એ ખબર નથી કે તેણે ખોદ્યું કે નહીં. કદાચ, તેની રખડપટ્ટી જ તેનો ખજાનો હશે. કદાચ, જીવનના દરેક શ્વાસ અને પગલા સાથે તો હોય છે : પ્રાપ્તિ અને પર્યાપ્તિ! આપણો અખો ભગત કહે છે :

અબ મોહે આનંદ અદ્‌ભુત આયા!
કિયા-કરાયા કછુ ભી નાહીં, સહેજે પિયાજી કો પાયા!
દેશ ના છોડ્યા, બેશ ના છોડ્યા, ના છોડ્યા સંસારા;
સૂતા નર નિદ્રા સે જાગ્યા, મીટ ગયા સુપના સારા!

❑❑❑

૧૨૭



**आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।**

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

**જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક**

**વર્ષ : ૪૨ અંકઃ ૧૧, માર્ચ ૨૦૨૨**

**સંસ્થાપકો :**

**કનૈયાલાલ મુનશી**

**શ્રીગોપાલ નેવટિયા**

**સમર્પણ : સ્થા. ૧૯૫૯**

**નવનીત : સ્થા. ૧૯૬૨**

**સંપાદકઃ**

**દીપક દોશી**

**સહાયક સંપાદકઃ**

**અવની સોલંકી**

**પૃષ્ઠસજ્જા : યોગેશ પટેલ**

**પ્રકાશક :**

**પી. વી. શંકરનકુટ્ટી**

**કાર્યાલય :** ભારતીય વિદ્યા ભવન, કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.

E-mail : deepsamarpan9@gmail.com
website : www.bhavans.info

**રવાનગી વિભાગ :**

૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

**આવરણ :** ગુલામમોહમ્મદ શેખ, બોલકું ઝાડ, ફરી એક વાર. ડિજિટલ કોલાજ, ૨૦૨૧. સહાયક : જલદીપ ચૌહાણ

---


લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.



# મુનશીવાણી

## જુલાઈ ૧, ૧૯૬૩ હિન્દુ ધર્મને થયેલા પડકારો, નવો પડકાર

**મારા નવયુવાન મિત્ર,**

આઠમી સદીમાં ખંડનાત્મક બળોએ હિંદુ સંસ્કૃતિને ઘેરી લીધી હતી ત્યારે હિંદુ ધર્મે પરિસ્થિતિનો જે પ્રતિકાર કર્યો એ તો તમે સૌ જાણો છો. કર્મકાંડનો પ્રવાહ ઉચ્ચ ધાર્મિક આકાંક્ષાઓને ભોગે યજ્ઞભાગ પર ભાર મૂકતો હતો, શાક્ત સંપ્રદાયની કેટલીક શાખાઓ લોહિયાળ ચમત્કારી વિધિઓની હિમાયત કરતી હતી, પતનોન્મુખ મહાયાન બૌદ્ધ શાખા તથા વામાચાર્યો તેમના ચમત્કારિક સંપ્રદાયો દ્વારા સાંસ્કૃતિક એકતાનું ખંડન કરવા મથતા હતા.

તમે સૌ જાણો છો એ વેળા શંકર ભગવદ્પાદ હિંદુ ધર્મને નવું જીવન અને નવો ઘાટ આપવા ઊતરી આવ્યા. આજે બારસો વર્ષ પછી પણ તેમનો પ્રભાવ આપણા જીવન પર એવો ને એવો જ છે.

શંકર ભગવદ્પાદનાં જીવન અને કાર્યનો હું જ્યારે વિચાર કરું છું ત્યારે તે મેધાવી પ્રતિભા મને મુગ્ધ કરી દે છે. 32 વર્ષના ટૂંકા જીવનકાળમાં તેમણે પતનોન્મુખ બૌદ્ધ ધર્મને નામશેષ કર્યો અને આપણા ધર્મના વિવિધ સંપ્રદાયોને શુદ્ધ કરી તેઓનું સંકલન સાધ્યું. હિંદુ ધર્મને દૃઢ પાયા પર મૂક્યો અને રાષ્ટ્રભરમાં જ્ઞાનપીઠો અને સંન્યાસાશ્રમોની સ્થાપના કરી.

તેમની પ્રતિભા અસાધારણ હતી. માનવીમાં જવલ્લે જ એકઠા થતા અમૂર્ત અને મૂર્ત બંને ગુણો તેમનામાં જોવા સાંપડે છે. તેઓ કવિ હતા, ગુરુ હતા, સુધારક હતા, પ્રખર બુદ્ધિમત્તાવાળા તત્ત્વચિંતક હતા અને ચમત્કારિક શક્તિઓવાળા યોગી હતા.

વિવિધ ધાર્મિક શાખાઓને એકત્રિત કરતી અને વૈરાગ્યભક્તિને સર્વોચ્ચ સ્થાને સ્થાપતી અપૂર્વ મેધા તેમનામાં જોવા મળે છે.

* * *

સોળમી, સત્તરમી અને અઢારમી સદીમાં પણ હિંદુ ધર્મ સામે આવો પડકાર ફેંકાયો હતો. આ પડકારની અસર અમને ઉત્તરવાસીઓને જેટલી પહોંચી એટલી કદાચ તમને દક્ષિણવાસીઓને નહિ પહોંચી હોય. મુસ્લિમ શાસન દરમિયાન હિંદુઓને ઘણી વાર કનિષ્ઠ મતિના લોકો તરીકે-કાફરો તરીકે ઓળખાવવામાં આવતા. તેઓનાં તીર્થોની મર્યાદા લોપાતી, તેઓની જ્ઞાનપીઠોનો નાશ કરાતો.

**[ક્રમશઃ]**

## ચાર ગઝલ

### □ સંજુ વાળા

### એનું એ રહે

દૃષ્ટિ નિતાંત ઊઘડે દૃશ્ય એનું એ રહે,
મત ને મતાંતરો પછી વિશ્વ એનું એ રહે.

આમ કહો કે તેમ પણ તત્ત્વ એનું એ રહે,
વરશે નિ:શંક સિદ્ધિ, જો લક્ષ્ય એનું એ રહે.

પટમાં કે પટથી બ્હાર હો, પાત્ર માત્ર પાત્ર છે,
ભજવે હજાર વેશ પણ વ્યક્તિત્વ એનું એ રહે.

પ્રશ્ન નથી : શરૂ કરો ક્યાંથી અંત હોય શું?
સર્વ રીતે સનાતની મધ્ય એનું એ રહે.

વાત નવી - નવી કરી તું મહાન થઈ શકે,
કિન્તુ મહાન વાતમાં વિઘ્ન એનું એ રહે.

કેવી અવસ્થા એ પ્રણયની હશે કે હરઘડી,
ચિત્ત રહે અનન્ય, સૌજન્ય એનું એ રહે.

પૂર્ણ જે હોય છે સ્વયં એને શું ફરક પડે?
ધીરો, ધરો કે ધીખવો સત્ય એનું એ રહે.

(ગાલલગા લગાલગા ગાલગાલ ગાલગા)

### નથી - નથી

કૃતિ દરેક પાણીમાં તરતો બરફ નથી - નથી,
એમ કહે, તે શબ્દથી સ્હેજે સજગ નથી - નથી.

પામી કે ઓળખી ગયા કહેવું સહજ નથી - નથી,
આભ કદીય કોઈની મુઠ્ઠીનું જગ નથી - નથી.

ઊગ્યું નહીં ધરાર કૈં ભાવ, વિચાર, કલ્પને,
દિવસો હશે એ માઠા પણ માઠું વરસ નથી - નથી.

પાર પડ્યું નહીં કદી તો અસફળ પ્રયત્ન ગણ,
નિષ્ઠા-લગન-મથામણે કોઈ કસર નથી - નથી.

હોઈ શકે છે અન્ય કૈં એનીય ના નથી કહી,
કિન્તુ ઊડી શકે નહીં તો એ વિહગ નથી - નથી.

છે તું જ સેવા-પૂજા ને ધ્યાન-ઉપાસનાય તું,
પ્રિય ગઝલજી! હુંય તે માત્ર કથક નથી - નથી.

લોકજીભે ચડી ગયું વાત અલગ એ જાણ તું,
નિયતિથી ઊગું-આથમું એ કૈં વચન નથી - નથી.

(ગાલલગા લગાલગા ગાલલગા લગાલગા)

## નથી કોઈ વાત

વાત અને વર્તનેય વાવી નથી કોઈ વાત,
જાત વિશે હદ ઉપરની ધારી નથી કોઈ વાત.

જૂઠ નથી કે જરાય જોડી નથી કોઈ વાત,
તૂટી જશે એમ માની તાણી નથી કોઈ વાત.

સાંભળીને આભ સ્હેજ નીચે નથી આવતું તો,
અર્થસભર કે અમૂલી જાણી નથી કોઈ વાત.

બહેકે નહીં લોહી, જાગી જાય નહીં ગાત્રબંધ.
પામી નથી કે જરાય પહોંચી નથી કોઈ વાત.

ઝૂર્યા કરે જીવ, આખું અંગ સતત થરથરે છે,
તારા પક્ષે પણ લગીર છાની નથી કોઈ વાત.

મૂળ કે થડ-છાલ-ડાળી, શાખ હો કે પાંદ-ફૂલ,
વ્યર્થ બધું બીજમાં જો ભાળી નથી કોઈ વાત.

સમજી, વિચારીને વાત કરવી પડે આજકાલ,
બીજીની તો વાત છોડ, પહેલી નથી કોઈ વાત.

(ગાલલગા ગાલગાલ ગાલલગા ગાલગાલ)

## દરવખત

અર્થઘટન આગવા તું કર્યા કરે દરવખત,
કોણ છે નવરું તે એની કથા કરે દરવખત.

લાખ પ્રયત્નો પછી જ ક્ષમા કરે દરવખત,
ભાગ્ય રળે સામટું ને સજા કરે દરવખત.

ધાર્યું-વિચાર્યું હતું કે સુખદ સમય આવશે,
ત્યાં જ નવી આપદાઓ ઈજા કરે દરવખત.

છણકા-સળી-છેડછાડ-ઇશારા-આલિંગનો,
કાં તું અનૂઠાં રહસ્ય ઊભાં કરે દરવખત?

જોઈ જશે નભઘટામાં તને તો મનપંખી આ,
બીજું તો શું મોર જેમ કળા કરે દરવખત.

સાન કે સંકેતના જો કસબનો હો જાણતલ,
તો પછી તું વાતનાં કાં વડાં કરે દરવખત?

કેમ કવિતાપ્રદેશ હર્યો-ભર્યો રહી શકે?
તુંય કવિ એનું એ જ કહ્યા કરે દરવખત.

(ગાલલગા ગાલગાલ લગાલગા ગાલગા)

## ગઝલ

### ☐ સુરેન્દ્ર કડિયા

ચાહે કદીક ઠાવો, માગે કદીક કાવો,
તાવીજમાં બરોબર બાંધી દીધો છે બાવો.

ફૂટે ફટાક્ક એવા ફુગ્ગા નહીં ફુલાવો,
માખણ સમા વિચારો તાવી શકો તો તાવો.

'ત્યાં ધૂળ દૂર નજરે ઊડતી પડે' તો શું છે?
'પ્રભુ પરમ સત્યે' જાવું પડે તો જાવો.

આંખેથી ભીનાં ભીનાં પર્ણો ખરી પડે છે,
ભીતરની ડાળખીને હળવે રહી હલાવો.

મક્કમ હવાની સામે મક્કમ થઈ મનોમન,
દરિયાની લ્હેર ઉપર પગલું પ્રથમ ઉઠાવો.

તૂટી પડ્યા છે માળા, પાંખો તૂટી પડી છે,
મરણોત્તરોનો જાલિમ વધતો રહ્યો ફુગાવો!

ફરમાન આખરી આ છૂટ્યાં, હવે શું કરશું?
બાકી રહી દલીલો, બાકી રહ્યા બચાવો.

* આધ્યાત્મિક શાંતિનું ઠેકાણું

** કલાપી અને ન્હાનાલાલની પંક્તિઓ પરથી

## ગઝલ

### ☐ ગૌરાંગ ઠાકર

વંટોળની મુરાદનો પડઘો પડ્યો નહીં,
ભીંતો વગરના ઘરને ઘસરકો પડ્યો નહીં.

વર્ષાની લાગવગ લઈ ટીપું પડ્યું હતું,
મોતી થવાની વાતમાં દરિયો પડ્યો નહીં.

ફૂલો અને પતંગિયાં આવ્યાં વધુ નજીક,
માળી વગરના બાગમાં ઝઘડો પડ્યો નહીં.

ઝાકળની લ્હાયમાં મેં સૂરજ અવગણ્યો, પછી
મારી કશીય વાતમાં તડકો પડ્યો નહીં.

આખું જગત હરાવીને હું મંચ પર ગયો,
ફોટા ઘણા પડ્યા છતાં હસતો પડ્યો નહીં.

જીવન સળંગ વાક્યની જાણે કિતાબ છે,
વાંચું છું ક્યારનો હજી ફકરો પડ્યો નહીં.

## ગઝલ

☐ રિયાઝ દામાણી

### સમજશે

છે ફિકર ઓછું સમજશે,
આ જગત ખોટું સમજશે.

એક બે જણ હો તો સમજે,
કેમ આ ટોળું સમજશે?

સાફ ચ્હેરો મેં બતાવ્યો,
તોય પણ મ્હોરું સમજશે.

એ હવે સમજી ગયો છે,
તું હવે થોડું સમજશે?

સાદગી થઈ ગઈ ઘરેણું,
કોણ એ સોનું સમજશે?

આપણે લોઢું કહીએ,
ચુંબકો બ્હોળું સમજશે.

પારધીની આંખને પૂછ,
એ હરણ ભોળું સમજશે?

દીકરી તું લાજ રાખી,
બાપનું મોઢું સમજશે?

કાવ્ય વાચક વાંચે કે,
મૂલ્ય બહુ મોંઘું સમજશે.

## ગઝલ

☐ ભાવેશ ભટ્ટ

પેટમાં દેખીને પથ્થર એકદમ
ઘૂસતાં અટક્યું છે ખંજર એકદમ

આવવાથી કોના એ ધ્રૂજી ઊઠી
એક ચોળાયેલી ચાદર એકદમ

પર્વતો અચરજના રેલાઈ ગયા
ભોગવ્યું જેણે નિરંતર 'એકદમ'

એક અરસાથી ગયા ના બ્હાર તો
આજ આવી ઘરમાં ઠોકર એકદમ

શાહીવાળો અંગૂઠો માલિકનો જોઈ
બે ઘડી ચોંક્યું છે ખેતર એકદમ

ટોચ પર જઈ એને જોયો જે ઘડી
માર્ગ ખુદ લાગ્યો મુસાફર એકદમ

શ્વાસ જેના કારણે વળગી રહ્યા
એ જ ઊખડી જાય ગુંદર એકદમ

## પડછાયાનું ગીત

☐ કુલદીપ કારિયા

જોવો બે પડછાયા,
દિવસ ઊગેને એની સાથે ઊગે બીજી કાયા.

બીજો પડછાયો દેખાવે લાગે ધુમ્મસ જેવો
પહેલા પડછાયાને કાયમ વળ્યા કરે પરસેવો
જાળ બિછાવીને મેં ઝાલી તડકે તરતી માયા
જોવો બે પડછાયા

પવનમાં ફરકે છે પડછાયો એ જોઈ હું રાજી
પડઘો યાને અવાજનો પડછાયો, બોલો હા જી
પડછાયા લગ પહોંચવાનો રસ્તો સૂરજ વાયા
જોવો બે પડછાયા

ઊગ્યો કાળો પડછાયો પણ શરીર છે સોનેરી
નભમાં રમતા પડછાયાએ વેરી સફેદ ઠેરી
ઢળતી સંધ્યા સાથે લીલા પડછાયા લંબાયા
જોવો બે પડછાયા

પડછાયાખર બેઠી ત્યાં તો વૃક્ષો હેઠે તડકો
બે પડછાયા ઘસાય ત્યાં તો આખું જંગલ ભડકો
છેક મૂળથી હલી ગયા છે પડછાયાના પાયા
જોવો બે પડછાયા

તડકા વત્તા પડછાયાની હતી યુગોથી તંગી
ખાબોચિયા પાછળથી ઊગી ઝળહળતી નારંગી
કિરણોથી કાપો માર્યો તો અંધારાં ચિરાયાં
જોવો બે પડછાયા

## બોલે છે!

☐ સિકંદર મુલતાની

'સૂર્ય ઊગ્યો...!' સવાર, બોલે છે!
'છું ઘડીભર...!' તુષાર, બોલે છે!

'આવશે એ, ઘરાક થઈ, કાલે...'
રોજ ઊઠતી... બઝાર, બોલે છે!

છે હુન્નર એનો, પ્રશ્નનો જ જવાબ,
ક્યાં કશું... કામદાર, બોલે છે?

થઈ જશે... ચોર સૌ, ભરોસાપાત્ર!
જૂઠ જ્યાં શાહુકાર, બોલે છે!

'ધમપછાડા, શમી જશે, આવો!'
દઈ નિમંત્રણ... મઝાર, બોલે છે!

## આવજે

**☐ પ્રતિષ્ઠા પંડ્યા**

સ્ત્રીઓ હંમેશાં હશે,
બધું ઠીકઠાક કરતી,
ચીજોની સારસંભાળ કરતી...
રેશમી કાળી રાતો પર ઢોળાયેલા,
ઉત્સાહના જક્કી ડાઘા ઘસતી,
સવારના સૂરજમઢી ફરસ પર,
વેરાયેલી લાગણીઓ વીણતી,
ખાળમાં અટકેલાં વણઊકલ્યાં વેરઝેર કાઢતી,
શિરાઓમાં સતત ટપકતી રહેતી ઇચ્છાઓને દાબતી.
એ બધ્ધાનું ધ્યાન રાખશે.
બધી જગ્યા સાફ રાખશે.
પાછળના ખુલ્લા છોડેલા બારણેથી આવે
કે આગળનો દરવાજો ખટખટાવીને
કોઈ ને કોઈ રહેશે આહ્લાદ માટે
કોઈ મનની ઉત્તેજના માટે
કોઈ પ્રેમ માટે
કોઈ ભૂલવા માટે.
તું ક્યારેય એકલો નહીં હોય
પછી ભલે હું રહું કે જઉં.
હશે કોઈ તારા અહંને પંપાળનારી
ને કોઈ પ્લાસિબો જેવી
સીધીસાદી, ભોળી ગોળી જેવી.
તો, ચાલ અત્યારે જ નીકળી જાઉં
જ્યારે તું હજુય મારા બાહુઓમાં
વીંટળાયેલો છે
ને તારી આંખો અટકેલી છે મારા મોં પર
સ્થિર ને નશો ભરેલી
જ્યારે રહ્યોસહ્યો પ્રેમ હજુય સચવાયો છે તારા હૈયે
અને આ જગ્યા હજુ પ્રમાણમાં ચોખ્ખી છે.

## પ્રતિબિંબ

**☐ યોસેફ મેકવાન**

હવાને પ્રાંત
સમુદ્ર સપાટી શાંત
ચંદ્ર બિંબાય...
આંખ ટગર ટગર તાક્યા કરે
તને
અને મોહી પડું હું એમાં
કાંચળીની જેમ
ઉતારી દઈ સઘળા'યે દુઃખ
અદ્ભુત પામું સુખ!
ચારેકોર ઝલમલે વ્યોમ..
ગુંજરતું જાણે ૐ... ૐ...
હું એમાં
સહજ બની
ભળી જાઉં તારી મહીં
અહેસાસ તારો અહીં... તહીં...
આંખ બની ભારે...
લગીરે ન પલકારે
સમુદ્ર સપાટી શાંત સુહાય...
મન-પ્રતિબિંબ શું આમ પડઘાય...?

## જુહ્લાણાં

### ☐ કમલ વોરા

*(એનાં એ)*

એ
એકનું એક જુહ્લાણું વારંવાર બોલે છે
પણ કોઈને ખબર પડતી નથી

એ
હું-તું-તે-તેઓ-આપણે,
આપણે સહુ એકધારાં જુહ્લાણાં બોલીએ છીએ
પણ કોઈને ખબર પડતી નથી

જીવથી વહાલાં
શ્વાસથી ઓરાં
લોહીથી ઘેરાં
ગજ ગજ ફૂલતી છાતીએ વળગાડ્યાં છે જુહ્લાણાં
પણ કોઈને ખબર પડતી નથી

એકનાં એક
એકધારાં જુહ્લાણાંની બીજી બાજુ
કોઈને ખબર નથી
કોઈએ જોઈ-જાણી નથી
એક આ જ બાજુ
આ બાજુએ એકનાં એક
એક એનાં જ નહીં
મારાં કે તારાં કે તેનાં કે તેમનાં જ નહીં
સહુનાં આપણાં સહુનાં જુહ્લાણાં જ જુહ્લાણાં
પણ કોઈને ખબર પડતી નથી

બધું જ બધે જ બધાંનાં જ જુહ્લાણાં
પણ... પણ... પણ... ખરેખર
કોઈને ખબર પડતી નથી



*(જાનીવાલીપીનારાં)*

ખરેખર તો
ત્રણ જુહ્લાણાં : લાલ, પીળાં ને વાદળી.
કોઈ કહેતું : ત્રણ માથાળાં
કોઈ : ત્રણ પૂંછડિયાં
કોઈને ત્રિનેત્રાળાં દેખાતાં!
લાલ પકડાવામાં હોય તો પીળાં આગળ થતાં,
પીળાં ઝડપાઈ જવાનાં હોય તો
વાદળીની ઓથે છુપાઈ જતાં,
આમ
જુહ્લાણાંનો સાચો રંગ પરખાતો નહીં.
હોય તે હોય,
ત્રેખડનો તાયફો ત્રાહિમામ ત્રાહિમામ,
ત્રિવિધ તાપ રેલાવતો.
છાપરે ચડી પોકારતાં
ત્યારે ઊડતા રાતાચોળ ટશિયાથી
ખોબા લાલઘૂમ થઈ જતા;
ઝીલનારાની હથેળીઓમાં
ચહેરાય રતુંબડા થઈ જતા.
રગોમાં લોહિયાળ અગ્નિના ભડકા ભભૂકતા,
પછી પેંતરો બદલાતો.
બરોબર માથે ઝળૂંબતાં હોય
ત્યારે આંખો અંજાઈ જતી,
શરીરમાં, ફેફસાંમાં, રગોમાં ઊંડે સુધી
પીળાશ, નકરી પીળાશ
ઘેરી, ચચરાટભરી ફરી વળતી
રેતીના વિશાળ પટ પર ભરબપોરે
એક છેડેથી બીજો છેડો
ઉતરડાઈ જતો હોય એવી.
પીળાં જુહ્લાણાં
બધે જ જુહ્લાણાં દેખાડે.

પણ પછી બધું ઠરીઠામ થાય.
ચોમેર વેરાયેલી રજ
આરપાર રાખોડી થઈ જાય,
રહ્યુંસહ્યું અજવાળું વીણી લેતી
આથમતી સાંજ જેવાં
ઠાવકાં ને ટાઢાંબોળ.
ગફલત થાય કે અંધારપછેડી ઓઢી
ત્રણેય ગોટમોટ પોઢી ગયાં કે શું;
પણ ખરેખર તો દરમિયાન
પરસ્પરમાં લપેટાતાં-ગૂંથાતાં
થોડું તળેઉપર, આઘુંપાછું કરી લેતાં
તરાપ મારવા તત્પર વલવલતાં હોય.
અને એકાએક કૂદી પડે
એક વિરાટ પગલે
ધરતીથી આકાશ લગી
જાનીવાલીપીનારાં સોહામણાં.
જોનારા
આફરીન આફરીન-ના પોકારોમાં
બે-ધ્યાન, બે-ભાન થઈ રહ્યાં હોય ત્યારે
જાનીવાલીપીનારાં
છેલ્લો, છેક છેવટનો દાવ ખેલી નાખે.
એક-બે-ત્રીજામાં ભળી જઈ, ઓગળી જઈ
એકરૂપ, એક થઈ
ધોળા રંગમાં અસલિયત છુપાવી દે, સિફતથી.
એક જ રંગ ધોળો, માત્ર ધોળો.
પછી
ગળાં ફાડી ફાડીને જયઘોષ ગરજે :
જુદ્દાણાં નથી, ક્યાંય નથી -
નેસ્તનાબૂદ, નેસ્તનાબૂદ
ખદેડી દેવાયાં
આ પૃથ્વી પરથી આઘે આઘે, કોઈ બીજા ગ્રહે.
હોય
ક્યાંય હોય
ક્યાંક એકાદ જુદ્દાણું તો કોઈ દેખાડો!
સાંભળનારા
દિગ્મૂઢ, એકકાને સાંભળતા હોય ત્યારે
બરોબર ત્યારે
એક પછી એક
પછી એક, એકધારાં, નિતનવાં, નિરંતર
રંગબેરંગી જુદ્દાણાં
રેલાતાં જાય, રેલાતાં જાય
જૂજવે રૂપે અનંત આ અખિલમાં
ત્રણનાં તેત્રીસ પર
મીંડાં ચડતાં જાય...



*(આપણ સહુનાં)*

જુદ્દાં રે ભાઈ જુદ્દાં
તમેય જુદ્દાં અમેય જુદ્દાં
જુદ્દાં આપણ સહુ
સાચેસાચું કહું

જુદ્દાણાં-નગરીમાં વસતાં
જુદ્દાં નર ને નાર
જુદ્દાં-જુદ્દી રમતાં માંડે
જુદ્દો રે સંસાર

રગરગ જુદ્દાં
હાડે જુદ્દાં ચામે જુદ્દાં
નામે જુદ્દાં કામે જુદ્દાં

જુદ્દો દીકરો પરણીને
જુદ્દી લાવે વહુ
જુદ્દાં આપણ સહુ
સાચેસાચું કહું

*
જુહ્વાણાં-નગરીમાં
મંદિર-મિનારે-ક્રીડાંગણ-મ્હેલે
ધમધોકાર વેપાર જુહ્વાણાંના
સરેઆમ ખુલ્લંખુલ્લા
આભડછેટ વગર
ચડસાચડસીના ઊંચા દામ-નામે
છૂટક ને જથ્થાબંધ અદલાબદલીના
કરી કરીને
વેપારીઓ બે પાંદડે
બાર ડાળે બાવીસ બગીચે
વેપારી રાજાને રૈયત કગરે :
રાજા, રાજા જુહ્વાણાં દે
ખોબે ખોબે હમણાં દે
રાજા કહે : માગ, માગ
હોંશે હોંશે બમણાં લે
ડાબાં-જમણાં સમણાં લે
ગણ્યાં ગણાય નહીં
વીણ્યાં વિણાય નહીં
ખર્ચ્યાં ખર્ચાય નહીં
જુહ્વાણાં-નગરીમાં
વેપારી રાજા વેપારી પ્રજા
કરે જુહ્વાણાં-જયકાર
જયજયકાર ચારેકોર બહુ
જુહ્વાં આપણ સહુ
*
જયજયકાર કરતાં
કહું, કરે શું સહુ?
દિવસે ઊંઘે રાતે જાગે
રચે અવનવાં જુહ્વાણાં
ને જુહ્વાણાંથી રચે...

રચે રચે અંબરચુંબી મંદિરો
ઊંચા ચણે મ્હેલ ચણે મિનારા
મઢે સ્ફટિકે, લટકાવે ઝુમ્મરો
રંગે ઉડાવે જળના ફુવારા!
રચે રચે ચંદનવાટિકાઓ
ને કૈંક ક્રીડાંગણ, ચંદ્રશાળા...
મનુષ્યની આ ઉપહાસલીલા
દેખી, ન ભાવિ બહુ કાળ સાંખે!
ભૂખાળવો અગ્નિ જતો જ જાગી
જાગી, જુહ્વાણાં-નગરી પ્રવેશી
ફૂંફાડતો કોટિક જીભ ફેલતો
ઘૂમે બધે મંદિર-મ્હેલ ખૂણા
રે કાંકરી એક ખરે નહીં ત્યાં
આવી પછી જો જન કોઈ શોધશે
ખંડેરની ભસ્મકણી ન લાધશે!
*
તમે ઊગરજો
અમે ઊગરશું
ઊગરશું રે આપણ સહુ
ઝાઝું તે શું કહું.

** કાવ્યપંક્તિઓ માટે કવિ ઉમાશંકર જોશી અને જઠરાગ્નિ કાવ્યનો ઋણસ્વીકાર*



# ૐ નમો ભગવતે રામકૃષ્ણાય - ૫

☐ કૂપમંડૂક

**મા** શારદાદેવીએ એક સરસ વાત કરેલી. ભગવાન રામકૃષ્ણનાં માતાજીનું અવસાન થયું. એ પછી ધાર્મિક ક્રિયાઓ અને પિંડદાન ગયાનગરમાં કરવાનું નક્કી થયું. ઠાકુરે મા શારદાદેવીને ગયાનગરી જઈ બધી વિધિઓ પતાવવા કહ્યું. મા શારદાએ વિરોધ કર્યો. કહે, ''હું રહી મહિલા. પરંપરા મુજબ સ્ત્રીઓથી ધાર્મિક ક્રિયા ન થાય.''

ઠાકુરે કહ્યું કે એવું જરાયે નથી. પુરુષને ક્રિયાઓ - વિધિઓ કરવાનો અધિકાર છે એટલો જ સ્ત્રીઓને પણ છે. મા શારદા ગયાધામ ગયાં અને બધી ક્રિયાઓ જાતે કરી.

આપણો સમાજ પરંપરાગત રીતે મહિલાઓ સાથે જે ભેદભાવ અને અન્યાય કરતો આવ્યો છે એ ઠાકુરને જરાયે જચતું નહિ. એ એનો વિરોધ તો કરતા, પણ અવસર આવ્યે પરંપરાથી ઊલટું કરીને દેખાડતા.

ઠાકુરે શરીર છોડી દીધા પછી મા શારદાએ લાલ બોર્ડરની સાડી, બંગડી, માળા વગેરેનો ત્યાગ કરવાનો નિર્ણય કર્યો. રાત્રે ઠાકુરે સ્વપ્નમાં પધારી એમને કહ્યું કે આવું બધું કરવાની જરાયે જરૂર નથી.

જે શુદ્ધ આત્મા બધી સ્ત્રીઓમાં દેવીમાનું સ્વરૂપ જુએ એનાથી વધુ ઊંચું સ્ત્રી-સન્માન શું હોઈ શકે?

કામારકુપુરની સ્ત્રીઓને બાળક ગદાધર સાથે ભારે લગાવ. એનામાં આનંદ આપવાની અદ્‌ભુત શક્તિ. મધુર અવાજે ગીતો ગાય, નૃત્ય કરે, પૌરાણિક આખ્યાનો વાંચી સંભળાવે, લાજવાબ અભિનય કરે, વચ્ચે ગંભીર આધ્યાત્મિક ઉપદેશ આપી દે. ગદાધરનું એટલું આકર્ષણ કે સ્ત્રીઓ પોતાનાં કામો જલદી-જલદી પતાવી ચંદ્રાદેવીને ઘરે પહોંચી જાય અને ગદાધર સાથે આનંદનું બજાર ભરે. ગોપીઓ બાળકૃષ્ણને મળવા મા યશોદા પાસે છોડી જતી એમ.

ગામમાં ભજન-કીર્તન ગાનારી ને કવિઓની કવિતાઓ સંભળાવતી મંડળીઓ. આ મંડળીઓની કવિતાઓ, ગીતો, ભજનો, બધાં જ ગદાધરને મોઢે હતાં. એ બધાં અભિનય સાથે ગાય. નાટકના સંવાદો બોલે. જુદાં-જુદાં પાત્રોની ભૂમિકા જુદા-જુદા સ્વર કાઢીને બોલી પોતે એકલો જ બધાયે વેશ ભજવી બતાવે. ગદાધર આગળ સ્ત્રીઓને કોઈ સંકોચ નહિ. મનની બધી વાતો એને કરે અને તેની સલાહ પણ લે.

ગદાધર જ્યારે મહિલાનો વેશ ધારણ કરી સ્ત્રીપાત્રોનો અભિનય કરે ત્યારે એ સ્ત્રી નથી એવું માની જ ન શકાય. એક દિવસ સ્ત્રીની વેશભૂષા પહેરી કાખમાં ઘડો મૂકીને તળાવે પાણી ભરવા નીકળ્યો. કોઈ એને ઓળખી ન શક્યું.

દુર્ગાદાસ પાઈન ગામના એક મોટા શેઠ. માત્ર એમને જ આ વાતનો વાંધો. પોતાના કુટુંબની સ્ત્રીઓને ઘરના અંદરના ભાગમાં જ રહેવાનું. બડાશ મારે કે મારા કુટુંબની સ્ત્રીઓ પરદાનો રિવાજ પાળે. એક દિવસ ગદાધરની હાજરીમાં આ વાતનું અભિમાન કરતાં બોલ્યા. ગદાધર કહેતા કે પરદાના રિવાજથી સ્ત્રીઓનું રક્ષણ નથી થતું. સાચી પ્રભુની ભક્તિથી એ શક્ય બને. દુર્ગાદાસે આ વાતનું જોશભેર ખંડન કર્યું એટલે ગદાધરે પડકાર ફેંક્યો કે એ ઘરની અંદર જઈ સ્ત્રીઓ સાથે વાતો કરશે. જા, જા. તું કરી તો દેખાડ, શેઠ બોલ્યા.

થોડા દિવસ પછી બાળક ગદાધરે સ્ત્રીનો વેશ ધારણ કર્યો. ગરીબ વણકર સ્ત્રી બની, બગલમાં ટોપલી મૂકી ઘૂમટો

તાણીને સ્ત્રીની ચાલે ચાલી ઘરના ઓટલા પર બેઠેલા દુર્ગાદાસ અને તેમના મિત્રો સમક્ષ હાજર થયો. ઢળતી સાંજનો સમય હતો. સ્ત્રીનો અવાજ કાઢી કહે કે એ બીજા ગામથી સહેલીઓ સાથે સૂતર વેચવા આવેલી અને વિખૂટી પડી ગઈ. જો રાત પૂરતો આશરો આપો તો મહેરબાની. દુર્ગાદાસે થોડીક ઊલટતપાસ કર્યા પછી રજા આપી કે જા અંદર ને મહિલાઓ પાસે રહે. શેઠને પગે લાગી ગદાધર અંદર ગયો.

એની અલકમલકની વાતચીત કરવાની અને હસાવવાની અદ્‌ભુત કલા વડે સ્ત્રીઓને તેણે ખુશ કરી દીધી. આશરો મળી ગયો. ભોજન પણ મળ્યું. ખાતો જાય ને સ્ત્રીઓને આનંદમાં તલ્લીન કરતો જાય. મોડી રાત થઈ ચૂકી એટલે ગદાધરના મોટા ભાઈ રામેશ્વર તેમને ગોતવા નીકળ્યા. દુર્ગાદાસના ઘરના આંગણામાં આવી બૂમ પાડી, ઓ ગદાઈ, તું ક્યાં છો? ગદાધરને ભાન પડ્યું કે મોડું થઈ ગયું હતું એટલે એને પોતાના મૂળ અવાજમાં બૂમ પાડી કે આવ્યો, મોટા ભાઈ.

આ જોઈ દુર્ગાદાસ ઝંખવાણા પડી ગયા, પણ છોકરાની અપ્રતિમ અભિનય કલાએ તેમને કેવા છેતર્યા એ વિચારે હસવા લાગ્યા. એ પછી દુર્ગાદાસના ઘરની મહિલાઓ પણ ચંદ્રાદેવી પાસે આવવા લાગી.

ભગવાન રામકૃષ્ણે દેહ છોડી દીધા પછી સ્વામી સારદાનંદ સ્વામી રામકૃષ્ણાનંદ સાથે કામારપુકુર ગયેલા, ત્યાં જમીનદાર સીતાનાથ પાઈની ૬૦ વટાવી ચૂકેલી પુત્રી રુક્મિણીને મળવાનું થયું. દાયકાઓ પછી પણ તેણે બાળક ગદાધરની યાદો વાગોળી. કહે, ''એના સંયુક્ત કુટુંબમાં સત્તર-અઢાર બહેનો. બચપણથી જ ગદાધર તેમની સાથે રમતો ને મસ્તીતોફાન કરતો. બાપા એના પ્રત્યે ખૂબ પ્રેમ ને આદર રાખતા. ગદાધર અમને અનેક પુરાણકથાઓ કહેતો. અભિનય કરતો. અમે એ સાંભળતાં જઈએ ને હસતાં-હસતાં ઘરનું કામકાજ કરતાં જઈએ. જ્યારે એ અમારી વચ્ચે હોય ત્યારે કેવા તો આનંદમાં વખત પસાર થઈ જતો એ હું શબ્દોમાં કેમ સમજાવું? કોઈ દિવસ ન આવે તો માંદો-સાજો તો નથી થયો એવા વિચારો આવે. અમારામાંથી કોઈ એક પાણી ભરવાને કે બીજા કોઈ બહાને ગોરાણીમા (ચંદ્રાદેવી)ને મળીને ખબર કાઢી ન લાવે ત્યાં સુધી અમે બેચેન રહેતાં. એની એક-એક વાત અમને અમૃત સમી લાગતી. એથી જે દિવસે એ અમારે ઘરે ન આવ્યો હોય ત્યારે એની ને એની વાત કરીને અમે દિવસ કાઢતા.''

સ્વામી સારદાનંદ 'લીલાપ્રસંગ'માં લખે છે :

''જે દિવસે જે ઠેકાણે બાળક ગદાધર પહોંચ્યો હોય ત્યાં એ દિવસે

આનંદનાં મોજાં ઊછળતાં. એની માફક પુરાણકથાનું વાંચન કે ધર્મતત્ત્વની ભક્તિપૂર્ણ આલોચના કરવામાં એનો જોટો ન હતો. કીર્તન વેળાની એના જેવી ભાવની ઉન્મત્તતા, એની જેમ ભજનની કડીઓને નવા ભાવપૂર્ણ ઊથલા દેવાની શક્તિ અને એના જેવો મધુર કંઠ અને રમણીય નૃત્ય બીજા કોઈનામાં જોવા મળતાં નહિ. એટલું જ નહિ, પણ રંગતરમૂજની મહેફિલમાં પણ વિદુષીવેડા કરાવામાં, સ્ત્રી-પુરુષોના હાવભાવની નકલ ઉતારવામાં ને પ્રસંગને અનુરૂપ નિતનવા ટુચકા ને ગાયનો જોડીને સૌનાં દિલ બહેલાવવામાં પણ તેની બરોબરી કોઈ કરી શકતું નહિ. આ બધાંને લીધે શું જુવાન કે શું ઘરડા બધાયે તેના ઉપર ખૂબ વહાલ રાખતા અને રોજ સાંજે તેના આવવાની રાહ જોઈને બેસતા.''

''વળી આટલી નાની ઉંમરે પણ તેનામાં મોટી ઉંમરના માણસ જેવી ઠરેલ બુદ્ધિ હોવાથી ઘણા પોતપોતાની સાંસારિક સમસ્યાઓના ઉકેલ માટે તેની સલાહ પૂછતા. કેવળ પાખંડી અને ધુતારાઓ તેને દેખીને દાઝતા, કારણ કે ગદાધરની તીક્ષ્ણ બુદ્ધિ તેમનો ઉપરનો મોહક આંચળો ભેદીને અંદર છુપાયેલી મેલી મુરાદો પકડી પાડતી અને સત્યનિષ્ઠ, નીડર સ્પષ્ટવક્તા બાળક બધાની સામે ઢોલ પીટી એને છતી કરતો.''

બાળક ગદાધર કિશોર-અવસ્થામાં પહોંચ્યો ત્યારે પણ ગામની મહિલાઓ એની હાજરીમાં કોઈ સંકોચ અનુભવતી ન હતી. ભગવાન રામકૃષ્ણની એક સ્ત્રી-ભક્તે લખ્યું છે : મોટા ભાગે તો ઠાકુર પુરુષ છે એવું અમને લાગતું જ નહિ. એમ જ મનમાં લાગે કે જાણે અમારામાંના જ એક છે. તેથી પુરુષોની સામે અમને જેવાં શરમ કે સંકોચ થાય એમાંનું કશુંયે ઠાકુરની સામે થતું નહિ.

સ્વામી સારદાનંદે આ સંદર્ભમાં યોગસૂત્રમાંથી પતંજલિના આ શબ્દો ટાંક્યા છે : અગર જો તમારા મનમાંથી હિંસાભાવનો સમૂળગો ત્યાગ થઈ જાય તો મનુષ્યની તો વાત છોડો, પણ જગતમાં કોઈ પણ, વાઘ-સાપ સુધ્ધાં તમારી સાથે હિંસા આચરી જ ન શકે. તમને જોતાં જ એમની હિંસાવૃત્તિ ભાગી છૂટે.

કામ, ક્રોધ વગેરે દુર્ગુણોને પણ આ વાત લાગુ પડે.

ઠાકુરે એક કથા કહેલી. વ્યાસદેવજીના યુવાન પુત્ર શુકદેવજી. શુદ્ધ ભક્તિમાં જ મસ્ત. એવી સપાટીએ તેમની સાધના પહોંચી કે સંસારનો ત્યાગ કરી તે ચાલ્યા ગયા. વૃદ્ધ વ્યાસદેવજી તેમની પાછળ દોડ્યા. ''અલ્યા, ક્યાં ચાલ્યો, ઊભો રહે.'' પણ શુકદેવજી કાંઈ થોભે?

રસ્તામાં એક સરોવર આવ્યું, ત્યાં કિનારે પોતાનાં વસ્ત્રો મૂકી અપ્સરાઓ સ્નાન કરતી હતી. શુકદેવજીને જોઈને તેમનામાં ન તો લજ્જા કે ન તો કોઈ

સંકોચ ઉત્પન્ન થયો. તેમણે સ્નાન કરવાનું જારી રાખ્યું. વ્યાસજી ત્યાં પહોંચ્યા કે તરત અપ્સરાઓ હાંફળી-ફાંફળી થઈ ગઈ ને પોતાનાં શરીર ઢાંકવા લાગી. વ્યાસજી ચકિત થઈ ગયા. મારા ભરજુવાન દીકરાને જોઈને આમણે શરમ ન અનુભવી અને મને ઘરડાને જોઈ અફાગફા થઈ ગઈ! તેમણે અપ્સરાઓને પ્રશ્ન કર્યો. જવાબ મળ્યો, ''શુકદેવજી એટલા પવિત્ર છે કે તેઓ હંમેશાં 'હું આત્મા છું' એ જ ભાવમાં રહે છે. તેમનું પોતાનું શરીર પુરુષદેહ છે કે સ્ત્રીદેહ એનો ખયાલ તેમને આવતો નથી. તેમની હાજરીમાં અમને સંકોચ શા માટે થાય? પરંતુ આપ, વ્યાસજી, તો વૃદ્ધ છો. રમણીના સ્વભાવ, હાવભાવ વગેરેથી સારી રીતે પરિચિત છો. સ્ત્રીઓનાં રૂપ-લાવણ્યનાં આપે વર્ણન કર્યાં છે. શુકદેવજી જેવી આત્મદૃષ્ટિ તમારી છે નહિ ને હવે કદી થશે પણ નહિ. તમને જોઈને અમારામાં પુરુષબુદ્ધિનો ઉદય થાય એમાં શી નવાઈ?''

એક દિવસ કહેવાતી ઊંચા ઘરાણાની સ્રી પ્રથમ વાર ઠાકુર પાસે આવી. ઠાકુર પાટ પરથી ઊતરી એની અને એની બે સખીઓની નજીક બેઠા. પેલી સંકોચ પામીને ખસવા લાગી. ઠાકુર કહે, ''લજ્જા શેની રે? લજ્જા, ભય અને ઘૃણા, આ હોય તો વાત બને નહિ. જે તમે, હું પણ તે જ.'' પછી તેમની અપ્રતિમ વિનોદવૃત્તિથી પોતાની દાઢીના વાળ દેખાડતાં કહે, ''આ છે એટલે લજ્જા થાય છે ને?''

ઠાકુરમાં સ્ત્રી-પુરુષ બન્નેના ભાવ અનુભવી ગિરીશ ઘોષે ઠાકુરને પૂછ્યું, ''મહાશય, આપ પુરુષ કે પ્રકૃતિ?'' ઠાકુરે હસીને જવાબ આપ્યો, ''એ તો મનેય ખબર નથી.''

સારદાનંદ 'લીલાપ્રસંગ'માં લખે છે :

''રામકૃષ્ણદેવમાં પુરુષોએ પુરુષતત્ત્વનો પૂર્ણ વિકાસ જોઈને શિર ઝુકાવ્યાં છે, તો સ્ત્રીઓએ સ્ત્રી-સુલભ સર્વ ભાવોનો વિકાસ તેમનામાં જોઈ નિઃસંકોચપણે તેમને પોતાનાથીયે પોતાના જાણ્યા છે.''

**[ક્રમશઃ]**

નયી તાલીમ અથવા ગાંધીજીની કેળવણીની નવી પદ્ધતિને તેમણે ''અતિશય દૂરગામી પરિણામો લાવનારી શાન્ત સામાજિક ક્રાંતિની પુરોગામી તરીકે'' કલ્પી હતી. કેળવણીની પાશ્ચાત્ય પદ્ધતિ પ્રધાનપણે ભૌતિકવાદી છે અને તેમાં કેળવણીકાર આત્માને ગૌણ સ્થાન આપીને, મુખ્ય ચિંતા શરીર અને મનની જ રાખે છે. નયી તાલીમ, એથી ઊલટી રીતે, ''શરીર, મન તથા આત્મા વચ્ચે સમતા'' સ્થાપવાને તાકે છે.

**- પ્યારેલાલજી**



# ફોટોગ્રાફીની કળા

☐ પ્રવીણસિંહ ચાવડા

**પો**સ્ટમાસ્તર હીરપરા ઘેરથી નીકળી ચાલતાં રેલવે સ્ટેશન જઈ રહ્યા હતા.

આમ તો ચારેક મહિના પહેલાં નિવૃત્ત થયા એ દિવસથી અમારા શહેર સાથેનો સંબંધ પૂરો થયો ગણાય. ભાડાનું ઘર ખાલી કરી વતન અમદાવાદ ભેગા થવાનું હોય, પરંતુ કુટુંબ સાથે ત્રણ વર્ષથી રહેતા માણસ દ્વારા એમ રાતોરાત કે બે-ચાર દિવસમાં નીકળી જવાનું શક્ય હોતું નથી. રહ્યાં-સહ્યાં કામ આટોપવાનાં હોય, અનુગામીના સંપર્કમાં રહી પેન્શનની ફાઈલમાં ઢીલાશ ન થાય

એ જોવાનું હોય.

વળી, સાહેબને તો જાણકારોના કહેવા મુજબ અમુક અંગત કારણો પણ હતાં.

શનિવાર અને સાંજની સાડાચારની લોકલ, ગણ્યા-ગાંઠ્યા પેસેન્જરોમાં અમારા હીરપરાસાહેબ ન હોય એવું બને નહીં. કહોને કે એક ટિકિટ તેમના માટે રિઝર્વ્ડ. શહેરમાં આવ્યા ત્યારનો તેમનો આ ક્રમ હતો.

ઉંમર એનું કામ કરે છે એ સાચું, પરંતુ - કારણો જે હોય એ - સાહેબના કિસ્સામાં એણે કંઈક વધારે પડતી ત્વરા દાખવી હતી. છેલ્લે છેલ્લે શરીર ખાસ્સું ઊતર્યું હતું. કપડાં ઢીલાં પડતાં. હાંફ ચડતી. રસ્તાની એક બાજુ ધીમે ધીમે ચાલે. શ્વાસ ખાવા ઊભા રહે.

ટ્રેન પકડવા એક માણસ સ્ટેશને જઈ રહ્યો છે : ઘટના અસાધારણ નથી, ખરેખર તો એને ઘટના કહેવાય જ નહીં, પણ અહીં વાત જુદી હતી. સાહેબને જોઈને આખો સ્ટેશન રોડ જીવંત બની જતો. બે બાજુની દુકાનો અને લારીગલ્લા ઉપરથી નાદ ઊઠતા.

- એ... હેંડ્યા!

- એ... ઊપડ્યા!

સ્વરોમાં વૈવિધ્ય અપાર હતું. કિકિયારીઓ, કિલકારા, હેઈ... હેઈ...

અને સ્ટેશને તો કંઈ માનપાન! યુવાન બુકિંગ ક્લાર્ક, બાવીસ-પચીસનો છોકરડો, દૂરથી સાહેબને આવતા જોઈને ડોલવા લાગે. ટિકિટ તથા વધારાનું પરચૂરણ પાછું આપે ત્યાં વ્યવહાર પૂરો થાય નહીં. બારી આગળ ઝૂકી, કાઉન્ટર ઉપર આંગળીઓ વડે તબલાંની થાપટ મારતાં પૂછી લે, ''શું, સાહેબ? જલસા?''

તેની પાસે ઉત્તર પણ તૈયાર હોય, ''તમારે તો જલસા જ હોય ને!''

ભાષા, લહેકા, આંખોનું નર્તન - કશામાં લાઘવ નહોતું, સૂક્ષ્મતા નહોતી, જેથી સામી વ્યક્તિને છાયાઓ પકડવામાં મુશ્કેલી પડે. સાહેબ બધું સમજે, છતાં તેમના વાણી-વ્યવહારમાં ફેર પડે નહીં.

હળવેથી બોલે, ''હા, ભાઈ, મજામાં છું.''

વિવેક ચૂકે નહીં, ''આપ કુશળ છોને, ભાઈ?''

શાંત મુદ્રા. નમ્રતા. ક્ષોભભર્યું આછું સ્મિત.

કામ પૂરું થયું એથી માણસ જવાનું કરે, પીઠ ફેરવે, પણ એમ છોડાય?

''રિટાયર થઈ ગયા, નહીં, સાહેબ?''

એક કરતાં વધારે વાર પુછાયેલો પ્રશ્ન : સિદ્ધાંત એવો કે અમુક બાબતોમાં પુનરાવર્તનથી નુકસાન નથી. વિષય ઘૂંટાય છે, પાકો થાય છે, વિસ્તરે છે.

''પણ સાહેબ, તમે એમ રિટાયર્મેન્ટ સ્વીકારી લો એવા નથી. અમુક... ઇમ્પોર્ટન્ટ... ઍક્ટિવિટીઓ તો ચાલુ રહેવાની જ. કેમ?''

છેલ્લે છેલ્લે, ટિકિટ લઈને જતા માણસની પીઠને ઉદ્દેશીને, ''દસ વર્ષ નાના લાગો છો!''

દેખાતું સત્ય તદ્દન ઊલટું હતું. નાના નહીં, દસ વર્ષ મોટા લાગતા હતા; પણ આનંદી માણસોને એવાં બંધન નડતાં નથી. તે મુક્ત હોય છે.

મહેસાણાની દિશામાં પ્રવાસ.

નાટક એકાંકી નહીં, દ્વિઅંકી હતું. એથી બીજા અંકમાં આવે પ્રતિપ્રવાસ. સાડાસાતની તારંગા લોકલમાં.

ત્યારે પણ કોરસ તો ઉપસ્થિત હોય જ. વિદાય વખતે થયા હોય એનાથી પણ ઊંચી કક્ષાના ઉદ્ગારો આગમનને વધાવવા માટે.

- હેઈ!

- આઈ જ્યા!

નૂર મહંમદને કટલરીની નાની દુકાન હતી, દુકાન નહીં, લાકડાનું ખોખું. ઘરાકી ઓછી, પણ તે નવરો પડે નહીં. ગલ્લે બેઠો બેઠો હસ્યા કરે. વચ્ચે વચ્ચે ગુંજન કરે, ગાઈ લે. શીઘ્ર કવિ. ઘરાકને સાબુ કે દાઢી કરવાના બ્રશની સાથે મફતમાં એકાદ જોડકણું પકડાવી દે.

સાહેબની કથાને તેણે બે લીટીના જોડકણામાં ઢાળી દીધી હતી, જે રસિકજનોમાં ઠીકઠીક લોકપ્રિય બન્યું હતું.

મેહોંણા ટેશન જાતા, સનમ!
ઓંટે માર કે પાછા આતા, સનમ!

નિયમિત રીતે થતા આ પ્રવાસમાં દુકાનદારો, રેલવે કર્મચારીઓ અને અમારા જેવા સામાન્ય નાગરિકોને પણ રસ પડવાનું કારણ હતું અને એ જેવું તેવું નહોતું.

શું કોઈ મંદિરમાં દર્શનનું વ્રત હતું? ના.

શું તેઓ કોઈ સંસ્થામાં સેવા? ના, ના.

જતા પેલી બાઈને મળવા.

વ્રત, બાધા, દર્શન, સેવા જે ગણો એ બધું એમાં આવી ગયું.

પાત્રની ઓળખ 'પેલી બાઈ' તરીકે જ હતી. અલબત્ત, તેને નામ હશે, પણ ખાસ કોઈ જાણતું નહોતું. ઉપલબ્ધ માહિતી મુજબ સાહેબની જેમ તે પણ મૂળ અમદાવાદની. તેની નોકરી ટેલિફોન ખાતામાં. પ્રેમકથાઓમાં જાણે કાયદો હોય - બે માણસને જુદા પાડવા જ, વિરહ માટે જોગવાઈ કરી આપવી - એમ, સાહેબની બદલી થઈ એ પછી તેને ઉપાડીને પાલનપુર નાખવામાં આવી હતી. તેનું કુટુંબ, માતાપિતા, ભાઈભાભી જે હોય તે, અમદાવાદ હશે એથી રજાની આગલી સાંજે તેને અમદાવાદ જવાનું હોય.

બે પ્રવાસીઓ જુદી જુદી દિશામાંથી નીકળે. મિલન જંક્શને થાય.

ભારતીય રેલવે તંત્રની બલિહારી, એ કૃપાળુએ ટાઇમટેબલની ગોઠવણીમાં એવી રસિક કરામત કરેલી કે વિરહીઓને મિલન માટે થોડી ક્ષણો મળી શકે. અમારાવાળી વહેલી પહોંચે. સાહેબ ડબામાંથી ઊતરી, નજીકમાં

ખાલી બાંકડો શોધીને બેસે. થાક જેવું જણાય, કમર દુ:ખે તો આડા પડે.

સફાળા બેઠા થઈ જાય અને આમતેમ ફાંફાં મારવા લાગે.

આવીને જતી તો નહીં રહી હોયને?

મહેસાણાને જંક્શન કહ્યું એ અમથું નહીં. પાટણ, તારંગા, વિરમગામ વાયા કટોસણ - વિવિધ દિશાઓમાં એની ડાળીઓ ફેલાયેલી હતી. એકના પેસેન્જર ઊતરીને બીજીમાં બેસે, બીજીના ત્રીજીમાં, પાલનપુરવાળી લાઇન મેઇન. એનો દરજ્જો ઊંચો, મોભો-મિજાજ ભારે, આવી નથી અને રવાના થવાની ઉતાવળ. રઘવાટ રઘવાટ. પરંતુ જંક્શને અન્ય ટ્રેનોના પેસેન્જર લેવાના, એથી પરાણે થોડું રોકાણ કરવું પડે.

એન્જિનમાં પાણી ભરવાનું હોય તો વળી દરિદ્રોની ઝોલીમાં થોડી વધારે મિનિટો આવી પડે.

આખરે જંક્શન છે શાને માટે? ફેફસાં માગે છે એ એમને આપો. ઊર્જાનો શક્ય એટલો જથ્થો લોહીમાં ઊતારી દો.

એક અઠવાડિયું ચલાવવાનું છે!

* * *

જૂની બજારમાં, કૂવાવાળી શેરીનો ખાંચો પડે, સહેજ ત્રાંસમાં, બરાબર એ વ્યૂહાત્મક જગ્યાએ અમારા ગુણવંતની ફોટા પાડવાની દુકાન હતી, જેને એ સ્ટુડિયો તરીકે ઓળખાવતો. એટલું જ નહીં, એ મતલબનો દાવો કરતું મોટું પાટિયું પણ લટકાવી દીધું હતું : 'યુનિવર્સલ આર્ટ સ્ટુડિયો!' જોકે હું તો ભારપૂર્વક એને દુકાન જ કહેતો.

વ્યૂહાત્મક જગ્યા કહું છું એ સકારણ. દુકાનની આગળ વિશાળ ઓટલો હતો, એ અમારી કાયમની બેઠક. મારે સવારની કૉલેજ, બે-ત્રણ લેક્ચર લીધાં અને અગિયાર પહેલાં તો છૂટા. બપોરે જમીને સહેજ આરામ કર્યો, એકાદ ચોપડીનાં પાનાં ફેંદ્યાં અને ચાર-સાડાચારે બેઠક સ્થળે હાજર. સામસામે બે મૂડા મુકાય. રડ્યોખડ્યો કોઈ ઘરાક આવે તો દુકાનદાર એના કહેવાતા સ્ટુડિયોમાં જઈ કામ પતાવી આવે. બાકી મોટેભાગે નવરો.

રસ્તાની ગતિવિધિ પર નજર રહે. મહત્ત્વનાં દૃશ્યોની માનસિક નોંધ લેવાય, ગુણવંત ચપટી વગાડે અને ચા હાજર થાય. સિગારેટ આવે.

દુકાનનો ઇતિહાસ, અમારા મિત્રને સમજવા માટે, જાણવો જરૂરી છે. હરગોવનકાકાને બ્રૂક બૉન્ડ કંપનીની ચાની એજન્સી હતી. ઠેઠ આસામ અને દાર્જિલિંગથી દેવદારનાં મોટાં ખોખાં ગુડ્ઝ ટ્રેનમાં આવતાં. હોલસેલ વેપાર. શહેર જ નહીં, આખા તાલુકામાં તેમનું શાસન. હરગોવનદાસ એટલે ચાના રાજા.

અમે ભણતાં-ભણતાં કૉલેજ સુધી પહોંચ્યા. ઘણું સમજાવ્યો, ઘણું વાર્યો, પણ ગુણવંતે ગુજરાતી સાહિત્ય

પકડ્યું. પ્રેમાનંદ, શામળ ભટ્ટ, અખો, ગોવર્ધનરામ, ન્હાનાલાલ – એવી એવી વાતો કરે. ત્રીજા વર્ષમાં પહોંચ્યા ત્યાં કાકાનું અણધાર્યું અવસાન થયું અને વેપારનું તૈયાર તંત્ર ગુણવંતને.

વહીવટ હાથમાં આવ્યો એ સાથે તેણે ધંધાને મઠારવાનું, સંપાદિત કરી ઇચ્છિત આકાર આપવાનું શરૂ કર્યું : ચાની જગ્યાએ આવી સ્ટેશનરી – 'સંસ્કાર બુકસેલર્સ ઍન્ડ સ્ટેશનર્સ!

આમ ઉત્ક્રાંતિના પ્રથમ તબક્કામાં ચાનું રૂપાંતર સ્ટેશનરીમાં થયું.

પૂરા બાર મહિના નહીં થયા હોય અને ક્રમિક વિકાસમાં, સ્ટેશનરીની જગ્યાએ આવી ફોટોગ્રાફી.

માલની ખરીદીના નામે દર બુધવારે અમદાવાદ જાય અને ગુપ્ત રીતે ગઝલકારોને મળે. એવા એક બુધવારે ક્યાંકથી જૂનો કૅમેરા ઉપાડી લાવ્યો. બસ, ખાલી, શોખ માટે – એમ કહી અમને મિત્રોને અંધારામાં રાખવા પ્રયત્ન કર્યો અને મંડ્યો ફોટા પાડવા. કાગળો, નોટબુકો, ચોપડીઓ પસ્તીના ભાવે ગયાં. નવું ફર્નિચર બન્યું, પાછળના ભાગમાં નાનો ડ્રેસિંગ રૂમ. 'સંસ્કાર બુકસેલર્સ ઍન્ડ સ્ટેશનર્સ' ભંગારવાળો લઈ ગયો અને મોટું, રંગરંગીન, નખરાળું પાટિયું આવ્યું: 'યુનિવર્સલ આર્ટ સ્ટુડિયો.'

હું કોઈવાર કહું, ''અલ્યા ગુણિયા, આ શું ધંધો માંડ્યો છે?''

ઉત્તરમાં તે ભેદી સ્મિત કરે.

નવપરિણીત યુગલો : તેમની ઘેલછાના ફોટા. બાબલા-બેબલીને માવરો નવાં ઝભલાં પહેરાવી, કાન પાછળ કાળું ટપકું કરી – નજર ના લાગે? – લાગે. બે-ત્રણ બહેનપણીઓ શરમાતી, એકબીજાને ધક્કો મારતી આવે, સખીપણાને અમર બનાવવા. આવા પ્રસંગે ગુણવંતલાલની કસોટી થાય. સરખી બેસે જ નહીં. હસ્યા કરે, ટપલીદાવ રમે. તેમને શિસ્તમાં લાવવા કરગરવું પડે. કલાકારની તટસ્થતા પણ જળવાઈ શકે નહીં. પાસે જવું પડે. એક ગાલ અને અડધી આંખ ઢંકાય એ રીતે લટોને ગોઠવવી પડે.

કૅમેરા આખરે છે શું? નિર્જીવ યંત્ર. ફોટા પાડવા એમાં શું મોટી ધાડ મારવાની છે? ડબલું સરખું પકડી રાખી ચાંપ દબાવો. પત્યું. કામ પૂરું.

પણ ગુણવંતલાલે તો ધર્માંતર કર્યું હોય એમ વિવિધ ચાળા કરવા લાગ્યા. જટિયાં વધાર્યાં ખાસ્સાં ખભા સુધી. આટલું ઓછું હોય એમ બાવા જેવી દાઢી. પૂર્વાશ્રમની શરમ જેવાં પેન્ટ-શર્ટનો ત્યાગ કરી લેંઘો-કફની અપનાવ્યાં.

પરોઢિયે કે સંધ્યાટાણે એકલો નીકળી પડે અને દેળિયા તળાવની પેલી બાજુ, વગડામાં રખડી, ભોંય પર આળોટતાં કે કોઈ ઝાડની ડાળીએ વાગોળની જેમ ઊંધા લટકી ચાંપો દાબ્યા કરે. રામભરોસે. જે પકડાયું એ પકડાયું : કલકલિયો, પતરંગો આખો નહીં તો

સળી જેવી એની પૂંછડી, સુકાઈ ગયેલાં ઝાડનાં ઠૂંઠાં, જોતાં જ આંખોમાં વાગે એવાં ઝાંખરાં.

હવે, મારું કહેવું એમ છે કે આ ઉરાંગઉટાંગ વ્યાયામ દરમિયાન, સૂકી ડાળીઓ અને ઝાંખરાં ભેળી, ઉદાસ સુંદરીના ચહેરાનો આભાસ કરાવતી આછી, નહીં જેવી રેખાઓ કૅમેરામાં ભરાઈ જાય - પાંદડાના છેડે લટકતું ઝાકળબિંદુ એ અશ્રુ - તો એમાં કારીગરનો વાંક ખરો?

* * *

મરમી ઓટલો.

નગરની ચેતનાનું કેન્દ્ર.

આવતું-જતું કોઈ હાથ ઊંચો કરે. બે મિનિટ ઊભું રહે. કોઈ કોઈ આવીને બેસે.

અમારી નિરીક્ષણશક્તિને એવી ધાર નીકળી હતી કે કશું ધ્યાન બહાર જાય નહીં. બોલવાનું ઓછું, જોયા કરવાનું.

લાંબા ઉચ્છ્વાસ.

પાંપણોના આછા ફરકાર.

ચાની ચૂસકી અને સિગારેટની ફૂંક, એના ભેગી કથાઓ. રોજેરોજના તાજા સમાચાર. ગલી ગલીના, ઘર ઘરના. ભૌગોલિક રચના જ એવી હશે. આખા શહેરની કથાઓ વહેતી વહેતી અમારા સુધી આવે.

કથાઓમાં કથા તો એક જ.

એને લગતી અધિકૃત માહિતી ગુણવંત પાસે હોય. કારણ એ કે હીરપરાસાહેબ બદલી થઈને આવ્યા ત્યારે ભાડાનું ઘર મળ્યું એ આવડા મોટા શહેરમાં બીજે ક્યાંય નહીં, જોગાનુજોગ ગુણવંતલાલની શેરીમાં જ.

- છોડતી જ નથી!

- છાલ મેલતી નથી!

- આમનેય કહી કહીને જીભ ઘસાઈ ગઈ.

- લાજો, લાજો! છોકરાં મોટાં થયાં.

આ ઉદ્‌ગારો ભગવતીબહેનના છે. બેઠા ઘાટનાં, શરીરે ખાસ્સાં પોસાતાં, ગુલાબી ગુલાબી. લાડુ જેવું મોં એ સતત હસું હસું થયા કરે. અન્ય કોઈ ભાવ વ્યક્ત કરવા માટે જરૂરી વ્યાયામ કે અભ્યાસની તક ગાલના સ્નાયુઓને નહીં મળી હોય એમ જ માનવું રહ્યું.

બપોર કેડે પરવારે ત્યારે ટહુકા કરી કરીને બધી પડોશણોને ભેગી કરે, એમાં અમારાં રેણુકાભાભી પણ હોય. સભાની કાર્યવાહીનો વિગતવાર અહેવાલ ભાભી રાત્રે ગુણવંતને આપે. બીજા દિવસે ગુણવંત પોતાની ભાષામાં, પણ શક્ય હોય ત્યાં સુધી મૂળ તત્ત્વને નુકસાન ન થાય એ રીતે મારી સમક્ષ રજૂ કરે.

પડોશણોને એક જાતની નિરાંત. ચતુર પ્રશ્નો પૂછી, ખોતરી ખોતરીને માહિતી કઢાવવાની પળોજણ જ નહીં. શ્રોતાગણ અર્ધવર્તુળ બનાવીને બેસી જાય એ સાથે જ ઉપનાયિકા શરૂ કરી દે. સંવાદો થોડા મોડા આવે, આગળનો ભાગ મૂંગી ફિલ્મ જેવો. વિવિધ પ્રકારના

મોં-મચકોડ થાય, નાકમાંથી ફુત્કાર નીકળે, અગમ્ય દિશાઓમાં હાથના ઝાટકા વાગે.

- ઘરમાં ઘાલવી'તી!

- મને ફોસલાવે. એમ કે આપણી દીકરી છે એમ સમજવાનું. આજકાલનું ક્યાં છે? આ તો વીસ વરસ પહેલાંની વાત કરું છું, ત્યારે હું માંડ પાંત્રીસની. પાંત્રીસની મા અને પચીસની દીકરી, આવું ક્યાંય સાંભળ્યું છે?

કોઈ પડોશણ ડબકો મૂકે : કળિયુગમાં બધું બની શકે, ભગવતીબે'ન, ગ્રંથોમાં લખેલું છે.

વિષય સમકાલીન, પણ એને સર્વકાલીન બનાવવામાં આવે. કોઈ બોલકી ઠેઠ મહાભારત સુધી પહોંચી જાય.

''કળિયુગ કેમ? સતયુગમાંય બનતું'તું. સાચું કહેજો, ભગવતીબહેન! નાનાં હતાં, નવ વરસનાં, ત્યારે એકલાં ક્યારેય નદીએ પહોંચેલાં? અને કેડ સમાં પાણીમાં ઊભાં રહી સૂર્યનારાયણ કે ઇંદ્રદેવની આરાધના કરી ખાલી ખાલી, ટેસ્ટ કરવા ખાતર વરદાન માગેલું?''

ભગવતીબહેન હસી હસીને ઢગલો થઈ જાય.

ગમ્મતની વાત, હાથ લાંબા કરી કરીને બે બાજુ તાળીઓ આપે.

શ્રોતાઓને થાય, અલી, આવું કૌતુક તો ક્યાંય જોયું નંઈ. ફરિયાદ કરે છે, ધણી અને પેલી બાઈ સામે, પણ હસવું માતું નથી. આંખોના ઉલાળામાં, બોલવાના લહેકામાં, આંગળીઓનાં લટકાંમટકાંમાં રતીભાર પણ રોષ નથી, કડવાશ નથી.

- હારું થયું બદલી થઈ. અમદાવાદમાં તો પડીપાથરી રહેતી. બેઠાં બેઠાં ઑર્ડર કરે કે ભાભી, ચાની કેટલી વાર? નાસ્તામાં શું બનાવો છો આજે?

- સોફામાં બે જણ અડોઅડ અને આપણે સામે બેસવાનું. એમ કે ભાભી સાથે વાતો કરવાનું ફાવે.

પોતાની ચતુરાઈ અને બહાદુરીનું ઉદાહરણ :

- હુંય ક્યાં ઓછી છું! એક દા'ડો તો જઈને બેસી ગઈ બે જણની વચ્ચે ધબ્બ દઈને!

સાર તારવી આપે : હું તો બહુ જબરી!

આ રીતે મારા સુધી આવતી કથા સુરેખ ન હોય એ સમજાય એવું છે. લખાણ પૂરું કર્યા પછી કાગળના ખૂણા ફાડી નાખ્યા હોય, વચ્ચે મોટાં કાણાં પાડી દીધાં હોય એવું એનું સ્વરૂપ. આખા ને આખા ખંડ લુપ્ત. પરિચય કેવી રીતે થયો? નયન ક્યારે મળ્યાં? કોણ કોને મોહ્યું? પેલીએ અમારા સાહેબમાં એવું શું જોયું કે પંદર વર્ષની વાડ ઠેકીને વળગી પડી?

પોસ્ટમાસ્તરે રસિક પત્રો લખ્યા હશે?

પેલીએ ટેલિફોનના વાયરનાં મોહક ગૂંચળાં નાખી આમને બંદી બનાવ્યા

હશે?

મા-બાપ અને ભાઈ-ભાભીએ સંઘરી હશે કે કાઢી મૂકી હશે?

* * *

**'ઓંટે માર કે પાછા આતા, સનમ!'**

એકવાર કોઈ સંદર્ભ વગર, ખુરશીના હાથા પર થાપટ મારતાં હું નૂર મહંમદના કાવ્યની આ પ્રખ્યાત પંક્તિ ગણગણ્યો.

ગુણવંત હસ્યો. પછી કહે, ''સાવ એવું તો ન હોય.''

''તો કેવું હોય?''

''ભઈ, ગમેતેમ તોયે પ્રેમીઓની મુલાકાત. કુછ લે કે આતા, સનમ; કુછ દે કે આતા, સનમ!''

''મુદ્દો વિચારવા જેવો ખરો. કોઈ પ્રકારની લેવડદેવડ થતી હશે.''

આવી આવી અમારી વાતો. ખૂબ હસતા. કેન્દ્રમાં રમૂજ. તે કહે એની સાથે હું સંમત. હું કંઈક વિપરીત જ વાત કરું તો પણ એ સંમત.

આમ છતાં, એક મુદ્દાને લઈને અમારી વચ્ચે મતભેદ રહેતો.

હું રૂપના પક્ષમાં હતો. મારું કહેવું એમ હતું કે રૂપાળી તો હશે જ. સ્ત્રીમાં ખાસ બીજું કશું ન હોય, એકલું કોરું રૂપ હોય, તો... ચાલે. વાંધો... ન આવે.

તેણે મારા મતનું ખંડન કર્યું. ના, ના.

બાહ્ય દેખાવ? રૂપ?

તેને વળી પ્રેમ સાથે શું લાગેવળગે?

ઊલટાનું, રૂપ તો એક જાતનું નડતર કહેવાય.

સગી આંખે જોઈ નહોતી. અન્ય કોઈએ જોઈ હોય તેની પાસેથી વર્ણન પણ સાંભળવા મળ્યું નહોતું. નવરા બેઠા અમે તુક્કા લડાવતા.

પ્રેમના શાસ્ત્રનો તજજ્ઞ હોય એમ ગુણવંત કહેતો, ''તું વિચાર કર. આ કંઈ વ્યાવહારિક કામ નથી કે પતાવીને હેંડતા થયા. મિલન બે વિરહી પ્રેમીઓનું. પહેલી દસ-પંદર મિનિટ તો હોઠ ઉઘાડ્યા વગર, એકબીજાને જોવામાં જાય. રસિક ઉપાલંભો, ખોટી ખોટી ફરિયાદો એ પછી આવે. આ બાપડાંને તો પ્લૅટફૉર્મની ભીડ વચ્ચે મળવાનું.''

વૃદ્ધ હાંફળાફાંફળા આમ જુએ છે, તેમ જુએ છે.

પાલનપુરની ટ્રેન આવી? કોઈ બારીમાંથી હાથ ઊંચો થયો?

અચાનક, ધબાધબી અને શોરબકોરની વચ્ચેથી રસ્તો કરતો એક સ્વર - ક્યાં ખોવાઈ જાઓ છો?

- ક્યારની શોધું છું...

પેસેન્જરોની દોડાદોડી. કોઈનો ખભો વાગ્યો, ઘરડી પીઠમાં સૂટકેસના ખૂણાએ મજાકિયો ગોદો માર્યો. સામસામે ઊભાં છે, ત્યાં હુડુડુ કરતો કૂલી ખભે, માથે, બે હાથમાં બૅગો અને નાનામોટા થેલાઓથી લદાઈને વૃક્ષ બની ગયેલો. બે જણની વચ્ચેથી દોડી જાય છે અને તસુ તસુ માટે ઝઝૂમી રહેલાંને એકબીજાથી દોઢ-બે ગજ દૂર હડસેલી દે છે.

પૂરમાં તણાતાં હાથ લંબાવે છે. માત્ર

હાથનો, એ નહીં તો આંગળાંનાં ટેરવાંનો સહેજ સ્પર્શ પામી તોય ઘણું.

વિસલ વાગી.

- તું બેસી જા.

ઉત્તર નથી.

- સાંભળતી નથી?

- ના.

- અરે પણ, આ... ઊપડી...

- જાઉં છું. ઉતાવળ કેમ કરો છો? માણસને આ રીતે કઢાય? ધક્કા મારીને?

- જોતી નથી?

- જોઉં છું તમને. કેમ સાવ આવા થઈ ગયા છો?

* * *

ગુણવંતમાં વિચિત્રતાઓ તો હતી જ, પહેલેથી. થોડું ઘેલછા જેવું પણ ખરું. વિચારોનું ઠેકાણું નહીં. આમ બોલે અને તેમ પણ બોલે.

એક દિવસ પલટી મારી. બબડ્યો, ''સાચું મિલન આને જ કહેવાય.''

''એમ? કયા અર્થમાં એ વાંધો ન હોય તો, કહેશો?''

વિષય એ, પાત્રો એ, દૃશ્યો એ જ, પણ અર્થઘટન બદલાયું અને ગુણવંતની આંખો ભીની થઈ.

''મળ્યાં, ન મળ્યાં અને વિખૂટાં. કહેવું છે એ કહેવાયું નહીં. એકબીજાનું મોં પણ સરખું જોવા મળ્યું નહીં. બધું અધૂરું અધૂરું. આને શું માનીશું - તૃષ્ણા કે તૃપ્તિ?''

મારે સ્વીકારવું જોઈએ કે આંખોની ભીનાશે મને પણ થોડો પલાળ્યો.

અને નિર્ણય થયો - કલ્પનાઓ બહુ કરી; હવે એક વાર રૂબરૂ સગી આંખે જોવું. સ્થળ પર પહોંચી જવું. ટ્રેનમાં, સાહેબની પાછળ પાછળ નહીં પણ સ્વતંત્રપણે, ગુણવંતલાલના ફટફટિયા પર સવારી કરીને.

સમગ્રતાનો આગ્રહ નહીં. જેટલું મળ્યું તે. ટુકડો તો ટુકડો. ક્ષણ તો ક્ષણ. ભયો ભયો!

''ગુણવંતલાલ, તમારી પરીક્ષા છે, હોં! આ કંઈ ફિલમ નથી ઉતારવાની કે રિટેકનો ચાન્સ મળે. મિનિટો નહીં, સેકન્ડોનો મામલો. આ ઍન્ગલથી, પેલા ઍન્ગલથી ચાંપો દાબ્યે જ રાખવાની. કૂદકા મારીને લોકોનાં માથાં ઉપરથી કે પછી થાંભલે લટકી, છેવટે ટ્રેનના છાપરે ચડીને બસ, ક્લિક... ક્લિક... ક્લિક...''

મફતમાં મારી પાસેથી આટલું સૂક્ષ્મ દિગ્દર્શન મળ્યું, પણ ફોટોગ્રાફર તો જાણે સાંભળતો જ નહોતો, આકાશ સામે તાકી રહ્યો હતો.

''ત્યાં ઉપર શું દાટ્યું છે? કંઈ દેખાય છે?''

લાલ આંખો મારી તરફ ફરી અને ગુણવંતે પોતાના અગાઉના અભિપ્રાયનું ખંડન કર્યું, ''રૂપ હશે એમ તું કહેતો હતોને? છે, રૂપ છે અને એ અદ્‌ભુત છે. કદાચ ન દેખાય તને અને મને, પણ એને મારો કૅમેરા પકડશે.''

આમ અમે વાતો કરતા રહ્યા. આયોજનો થતાં રહ્યાં.

‘‘આવતા વીકમાં નક્કી.

એક વાર જવું તો છે જ.

તમારો કૅમેરો સજાવી રાખો. ગુણવંતલાલ. એને ચાંલ્લો કરો, ચોખા નાખો.’’

* * *

લોકલ તો હજુ મહેસાણા તરફ જઈ રહી છે.

છેલ્લાં થોડાં વર્ષોમાં બસનો વ્યવહાર વધ્યો, કોઈ કોઈની પાસે કાર કે મોટરસાઇકલ જેવાં વાહનો આવ્યાં, એમ એમ અમારી ટ્રેન ઝંખવાતી ગઈ હતી, મંદપ્રાણ બની હતી. અગાઉનો રુઆબ રહ્યો નહોતો. ચાલે ખરી, પોતાનું કામ કર્યે જાય, પણ માંદગી આવી હોય એવી દશા. ડબ્બા અડધા ઉપર ખાલી. ગણ્યાગાંઠ્યા પેસેન્જર, એમાંથી કો’ક જ પાટલા પર બેસે. મોટાભાગના બારણામાં ઊભાં ઊભાં તડાકા મારતા હોય કે દાંડો પકડી હવામાં લટકતા હોય.

એક પેસેન્જર હંમેશાં વચ્ચેના ડબ્બામાં બારી પાસેની સીટ શોધીને બેસે અને ટ્રેન ઊપડે એ પહેલાં માથું પાછળ ટેકવી, હાથ ખોળામાં રાખી, આંખો બંધ કરી દે. માંડ ત્રીસ-પાંત્રીસ મિનિટનો પ્રવાસ – આ વિસલ વાગી, આ ભખ્ ભખ્ થયું અને લ્યો, ગાયકવાડનો રાજમહેલ દેખાયો! – છતાં આંખ મળી જ જતી.

જે એક સાંજના પ્રવાસની વાત થઈ રહી છે એની વિશિષ્ટતા એ કે કંઈક જુદું, અણધાર્યું બન્યું. હંમેશનો ક્રમ – પ્રવાસ, મિલન, પ્રતિપ્રવાસ – જળવાયો નહીં. એનું સુરેખપણું ખંડિત થયું. ક્રમશઃ ગતિ ઘટાડતી ટ્રેન પ્લૅટફૉર્મમાં પ્રવેશી અને સાવ હળવા, નહિવત્ આંચકા સાથે ઊભી રહી ત્યારે બારી પાસેનો યાત્રી આગળ ઢળી પડ્યો.

પછી તો અલબત્ત, આવા પ્રસંગે થાય એ બધું બન્યું. દોડાદોડી થઈ ગઈ. ઉતારુઓ ટોળે વળ્યા. ગાર્ડ, સ્ટેશનમાસ્તર તથા રેલવે પોલીસના અધિકારીઓ આવ્યા, સાચવીને નીચે ઉતારી એક બાંકડા પર – સામાન્ય રીતે જ્યાં બેસીને પ્રતીક્ષા કરતા હશે એ જ કદાચ – સુવાડવામાં આવ્યા.

કોઈની પાસે ગમછા જેવું હતું, એ મોં અને છાતીના ભાગે ઓઢાડવામાં આવ્યું.

છોભીલી ટ્રેન અપરાધીની જેમ સંકોચાતી ઊભી રહી.

ફાટેલી આંખો, ઉઘાડું મોં - ના; નજરે જોનારાઓના કેહવા પ્રમાણે મૃત્યુની કુરૂપતા નહોતી. નીંદર જ વિસ્તરીને થીજી ગઈ હોય એવું લાગતું હતું.

* * *

પોસ્ટઑફિસ રોડ અને સ્ટેશન રોડ પરની દુકાનો તો ખરી જ, ગંજબજારે પણ પાકી પાડી. પાનના ગલ્લેથી અને ચાની કીટલીએથી હેઈ... હેઈ એવા ચિત્કારો કરતા તે જ કાંધ

આપનારાઓમાં પણ હતા.

શહેરની વિશિષ્ટતા કહો કે પછાતપણું, આટલું માણસ મેં બહુ ઓછી સ્મશાનયાત્રાઓમાં જોયું છે. મજૂર, ફેરિયા, ગુમાસ્તા ઉપરાંત, કોઈ રીતે લાગેવળગે નહીં એવા માણસો, લઘરવઘર અને ઉઘાડપગા, કોણ-જાણે નગરજીવનના કયા કયા ભાગો, કેવા કેવા ખૂણાઓમાંથી નીકળીને આવ્યા. તેમની હાજરી જુદા પ્રકારની હતી. બધાની પાછળ ઊંધું ઘાલીને ચાલતા હતા. છૂટા છૂટા, મૂંગા, અન્યમનસ્ક.

પરદેશી માણસ બાપડો, અહીં તેનું સગું કોણ?

ઉત્તર મળ્યો હશે - આપણે.

ગુણવંત અને હું. અમારી ગતિમાં અનિયમિતતા. ક્યારેક આગળના ભાગમાં હોઈએ, ક્યારેક વચ્ચેના. આંખો અડધી બંધ પણ કાન ઉઘાડા.

- હાળું, એક વાત તો માનવી પડે. જે હશે એ, છેલ્લી ઘડી સુધી નભાવ્યું. બાકી, આ ઉંમરે, ઘરડાં હાડકાંમાં, વાસના તો શી રહી હોય? મળવાનું તે કેવું! બે-પાંચ ઘડી એકબીજાને જોઈ લીધાં અને પોતપોતાને રસ્તે.

- આજના જમાનામાં આવા સંબંધ!

- ધન છે પેલી બાઈને. ભરજુવાની, સરકારી નોકરી; માગે એવો પુરુષ મળ્યો હોત, પણ... ના!

- થો...ડું છેટું પડ્યું. ઉપરવાળાએ કંજૂસાઈ કરી. દસ-પંદર મિનિટ વધારે આપી હોત, તો... પેલી ઘડી આવી અને ઢળવા ગયા એવા પેલી બિચારીએ બાથમાં લઈ લીધા હોત.

જરૂરી વિધિ થયો, બ્રાહ્મણોએ મંત્રોચ્ચાર કર્યા અને જ્વાળાઓએ એક એક અંગને લપેટી લીધું. ડાઘુઓમાંથી કોઈ કોઈએ વિદાય લીધી, મોટાભાગના રોકાયા અને જગ્યા મળી ત્યાં, બાંકડો કે ઝાડનો ઓટલો શોધીને બેઠા.

અમે ઓટલો કે બાંકડો શોધ્યો નહીં, છેટા, એક બાજુ ઊભા રહ્યા. આખે રસ્તે ગુણવંતના હોઠ ઊઘડ્યા નહોતા. અત્યારે પણ અદબવાળી, સ્થિર નજરે જ્વાળાઓ સામે તાકી રહ્યો હતો.

''હાથ-મોં સહેજ ધોઈ આવીશું, ગુણવંત?''

બગીચામાં પાણીની ટાંકી ફરતે નળ હતા. મોં પર, આંખોમાં ખૂબ છાલકો મારી. કફનીનો છાતી સુધીનો ભાગ પલળી ગયો.

હથેળીમાં પાણી લઈ વિસ્મય સાથે જોઈ રહ્યો.

''શું જુએ છે?''

''જળ.''

જઈને પાછા અમારી જગ્યાએ ઊભા રહ્યા. જ્વાળાઓ ઊંચે ને ઊંચે ચડ્યે જતી હતી. ગાલ શેકાતા હતા. મારે થોડી થોડીવારે આડો હાથ ધરવો પડતો હતો.

''ભીડ થઈ હશે. બીજી ગાડીઓમાંથી પણ લોકો દોડીને આવ્યા હશે.''

ચિતા પરથી નજર હઠાવ્યા વગર હું સાંભળી રહ્યો.

''પાલનપુરનું એક પેસેન્જર ઊતરે છે. આમતેમ જુએ છે, ફાંફાં મારે છે, હાથ ઊંચા કરે છે, ભીડમાં ખોવાઈ ગયું હોય એમ. કેમ કોઈ આવતું નથી? કેમ કોઈ દેખાતું નથી? અને, આજે આટલો સન્નાટો શીદ છે?''

એવી રીતે બોલતો હતો, જાણે પોતે સ્થળ પર હાજર હોય અને બધું તેની નજર સામે ભજવાતું હોય. બાંકડા પર લાશ. એને ફરતે ટોળું. આઘે, આમતેમ ભટકતી વિહ્વળ એક સ્ત્રી.

''વિસલ વાગી ત્યારે નાછૂટકે ટ્રેનમાં ચડી ગઈ હશે, ગુણવંત?''

''કે પછી તેનું ધ્યાન પેલી ભીડ તરફ ગયું હશે? અને બીતી બીતી, અવશપણે ખેંચાતી, હળવે પગે ગઈ હશે? શું છે? બધા કેમ ટોળે વળી ઊભા છે? વિસનગરની ટ્રેન અને અમુક એક ખાસ બાંકડો, એવું શું બન્યું છે કે આજે એ કેન્દ્રમાં આવી ગયો છે? સહેજ બાજુએ ખસશો, ભાઈ? મારે માટે થોડો મારગ કરશો, વીરાઓ?''

મિત્ર બોલતો હતો અને, જાદુ ગણો તો જાદુ, મને એક એક દૃશ્ય સ્પષ્ટ દેખાતું હતું. સૂક્ષ્મ છાયાઓ ઊઘડતી હતી. ભીનો ઘેરો સ્વર સંભળાતો હતો.

અચાનક એ અટકી ગયો અને સહેજ આગળ નમી, આંખો ઝીણી કરીને જ્વાળાઓને, ધુમાડાને ફંફોળી રહ્યો.

''ગુણવંત, તને થયું છે શું?''

તેણે મસ્તક ધુણાવ્યું.

''એ તો, મને જરીક... એવું લાગ્યું...''

''શું લાગ્યું?''

''ના, ના. કશું નંઈ.''

''સાચું બોલ, દોસ્ત. આવું ન કર. આપણે મૃત્યુના પ્રદેશમાં ઊભા છીએ. અહીં, અત્યારે, બધું શક્ય છે.''

''શું શક્ય છે? આગ અને ધુમાડાની રમતમાં મને કંઈક દેખાતું હશે એવું તું માને છે? કોઈ હળવેથી આવ્યું, જ્વાળા ભેગું જ્વાળા અને ધુમાડા ભેગું ધુમાડો બનીને ઊભું રહ્યું. આછું વસ્ત્ર, ભૂંસી નાખેલો ચાંલ્લો, છૂટા કેશ...''

ધુમાડાને વાંચતો હતો.

''અલ્યા, હું ગુણિયો. વરઘોડિયાંના ફોટા પાડનારો કારીગર. ડબલું બે હાથે ઝીલવું અને ચાંપો દબાવવી એટલી મારી આવડત. ધુમાડાની આરપાર હાલતી, ધ્રૂજતી, દેખાય એ પહેલાં ઓગળી જતી રેખાઓને પકડવી... ના, ના, એ આ ગુણિયાનું ગજું નહીં.''

મેં તેના ખભે હાથ મૂક્યો.

તે ના પાડે એથી શું?

તેના નકારનું વજૂદ કેટલું?

ફોટોગ્રાફરે તો પોતાનો ધર્મ બજાવ્યો હતો. વગર કૅમેરાએ ફોટા પાડી લીધા હતા. ડબલું ફેંકી દઈને તે આગળ નીકળી ગયો હતો.





# બાઉલ એટલે....

☐ સતીશચંદ્ર વ્યાસ

**'બા**ઉલ' શબ્દનો ગુહ્યાર્થ આપવો મુશ્કેલ છે. બાઉલ શબ્દ વ્યાખ્યાયીત થઈ શકે તેમ નથી. બાઉલને પ્રબોધકોએ અનેક રીતે શબ્દ દેહ આપવા યત્ન કરેલ છે. પણ 'ખાચાર ભીતર'(પીંજરા અંદર) જેમ 'આચીન પાખી' (અજાણ્યું પંખી) કઈ રીતે આવે જાય છે તે સમજાતું નથી. તેવું જ કંઈક બાઉલને સમજવામાં બને છે. કોઈ કહે છે કે બાઉલ એ શાસ્ત્ર-ગ્રંથવિહીન એવો વિશિષ્ટ બોધ

આપતો વર્ગ છે. કોઈ એમ માને છે કે બાઉલ સારતત્ત્વ દ્વારા મનને કોઈ બોધ તરફ અંગુલીનિર્દેશ કરતો રહે છે. કોઈ બાઉલને મનુષ્યપ્રકૃતિની પ્રત્યક્ષ પ્રેરણા કહે છે, કોઈ કહે, પરમપ્રકાશ પાસે પહોંચતું ગાન એટલે બાઉલ.

બાઉલ તત્ત્વ એ માત્ર ગહન શાંતિ અને અંતસ્થ સમજમાં સમેટાઈ જતું તત્ત્વ નથી. તેમાં સમાયેલ છે:

૧) કર્મયોગ, કલાકૌશલ્ય પ્રત્યે ભક્તિભાવપૂર્ણ નિષ્ઠા.

૨) સંતોષરૂપ અપાર સમૃદ્ધિની સંપ્રાપ્તિ.

૩) આંતરદષ્ટિનાં દ્વારનો ઉઘાડ.

૪) પ્રાકૃતિક અભિજાત સૌંદર્યની અભિવ્યક્તિ.

૫) પૂર્ણતાને અતિક્રમી 'મનેર માનુષ' માટેની પ્રવેગી ચાહ.

૬) આપબળે મુક્તિમાર્ગ કંડારવાની અહંકાર રહિત તલપ.

બાઉલ શબ્દના અનેક શબ્દાર્થ, ભાવાર્થ, સૂચિતાર્થ અને સંકેતાર્થ છે. પણ એક પણ બાઉલને પૂર્ણપણે કથી શકતા નથી. બાઉલત્વ એ મનોગત અનુભૂતિ છે, જે સ્વયં ઉદ્ભવે છે, સત્ય સ્વરૂપ બાઉલ રોજિંદા જીવનમાં અનેક પ્રસંગે વ્યવહારમાં એ જાગૃતિના દર્શન કરાવે છે. અથવા પ્રજ્ઞાંકિત પ્રતિભાવ આપે છે. બાઉલની જાગૃતિ સીમાબદ્ધ નથી હોતી તે અનંત સંવિદ્-ચેતનાની ભીતરનું દરેક દ્વાર ખોલી દેનારી છે.

સમાજ બાહ્યપ્રવૃત્તિઓને લીધે બહિર્મુખતામાં અટવાયેલ હોય, ત્યારે નિરર્થકતાથી દૂર રહી, અંતસ્થ 'મનેર માનુષી' આંતરચેતના પ્રત્યે સજાગ રહી, તેની સાથે તાદાત્મ્ય સાધવાનાં સવિશેષ રસ અને રુચિ સ્વાભાવિક રીતે જ બાઉલમાં હોય છે. તે આત્મજાગૃતિ અને આંતર અવકાશ તરફ જવા પ્રેરણા આપે છે. આંતરચેતનાના આવા પથપ્રવાસી બાઉલ સ્વચેતનાને ખોલી, સાચા ભાવકને 'મનેર માનુષ' પામવા માટે લઈ જવા ઊંડી અભિમુખતા પણ ધરાવતા હોય છે.

પ્રણાલિકાગત વિધિવિધાનની અવગણના, આત્મશિસ્ત અને સદા સંયમી જીવન પર ભાર મૂકીને બાઉલ સાધક પોતાની પદ્ધતિ અનુસાર, પ્રેમ આધારિત પંથ પર, 'આરસીનગર'ને આત્મસાત કરવા આગળ વધતો હોય છે.

બાઉલત્વ સાધન વગરનું સાધ્ય કહેવાય છે. અજ્ઞાનમૂલક, અજાગૃતિમાં, તથાકથિત માન્યતાથી દોરાઈને બાઉલને જાણવાનો પ્રયત્ન તે સમયનો વેડફાટ છે. સ્વકેન્દ્રિત વ્યક્તિત્વ કે સ્વકેન્દ્રિત સમજશક્તિ બાઉલત્વ માટે સૌથી મોટા અંતરાય છે.

બાઉલ માને છે કે સમાજ ભવિષ્યની કાલ્પનિક ચિંતામાં વર્તમાન પ્રત્યે બેદરકાર રહે છે. વાંચેલી, સાંભળેલી, લક્ષ્યવિહીન વસ્તુઓની પાછળ દોડ લગાવે છે. તેમાં જ અંતસ્થ આનંદ અને ઉપલબ્ધિને વેડફી નાખે છે.

દરેક માનવ એમ સમજે છે કે સમાધિ પુરુષાર્થથી પ્રાપ્ત થાય છે અને તે મળે પછી તે પોતાને વિશિષ્ટ માનવ માનવા માંડે છે. પરંતુ બાઉલ કહે છે સમાધિ એકલા પુરુષાર્થથી ન મળે અને વળી તે પામવી તે અમારું ધ્યેય પણ નથી. જો સમાધિ સહજ રીતે મળે તો રાહના એક પડાવ તરીકે તેને જોઈ પણ લેવી.

બાઉલ થવું એટલે જીવનની પ્રત્યેક ક્ષણને માણવી. જાગૃત રહેવું. જીવનના નિત્યનૂતન પરિમાણોને ખોલતાં રહેવાં. ક્ષિતિજવિહીન વિરાટ ખગને નિહાળવું.

બાઉલત્વને પામી ગયેલ બાઉલ અભય, આશંકારહિત, જીવંત, વૃત્તિસંવેગરહિત, જાગતો માણસ બની જાય છે. બાઉલના ઉદાર અને વ્યાપક અભિગમ, અહંતારહિત આચરણ સમાજને ક્યારેય ડંખતું નથી.

બાઉલ બહારથી પ્રસન્નચિત્ત અને રમૂજી, હળવાફૂલ હોય પરંતુ અંદરથી ગંભીર હોય છે. પ્રતિક્ષણ અંતસ્થ ‘મનેર માનુષ’ની પ્રસાદી સંતૃપ્તિપૂર્વક માણતો હોય છે. બાઉલ ‘અંદરનું બહાર અને બહારનું અંદર’ નિહાળતો હોય છે. બાઉલત્વ બાઉલને નમ્ર બનાવી દે છે. બાઉલ દેશકાળ, સમય, સંજોગ અને વ્યક્તિ સાથે સહજ અનુકૂલન સાધી સ્વત: ચિન્મય આનંદ પ્રાપ્ત કરે છે અને સૌને તે આપતો ફરે છે.

તેનો સંવાદ અખિલ જગત સાથે જરૂર હોય છે, પણ પોતે તો એકલ વિહારી હોય છે. સૂક્ષ્મ અવલોકનથી જગતની બધી લીલાને નિહાળે છે. પણ તે જાતે કોઈ લીલામાં બંધાતો નથી. પૃથ્વી પરની આ દેહયાત્રાને ઉત્સવ પેઠે માણતો માણતો માનવકુળને હળવા બોધ, સહજ ગાન, રુચિકર વાદન દ્વારા સત, ચિત્ અને આનંદની ઉપલબ્ધિ કરાવતો રહે છે. પોતાના મૃત્યુને તે પમરતા પુષ્પના ખરી પડવાની જેમ, પોતે જ નિહાળી શકે છે. તે રીતે તે મૃત્યુંજય બની ગયો હોય છે.

કેટલી સદીથી આ મોજયાત્રા ચાલતી હશે તેનાં એંધાણ તો બાઉલ પણ ક્યાં આપી શકે છે? તેથી તો મદન બાઉલ કહે છે. :-

યદી આમિ શેખાને પોચાતે હોબે...

નદીર ઉત્પતિ દુરદુર ચલે જાચ્છે!

(હું નદીના મૂળ પાસે પહોંચવાની તૈયારીમાં હોઉં છું. ત્યાં તે નદીનું મૂળ દૂર ને દૂર ચાલ્યું જાય છે.)

કેટલીય સરિતા ભળીને બાઉલગંગ બની છે! ચર્યા ગીતની અલકનંદા, વૈષ્ણવોની યમુના, ઇસ્લામની કોશી, યોગની ગંડકી, શાક્તની ભાગીરથી જેવા અસંખ્ય પ્રવાહ ભળીને આ ગંગા સદીઓથી વહે છે.

મુખપાઠ પરંપરાને બાઉલોએ અતિશય મૂલ્યવાન ખજાનાની જેમ સાચવી છે. સ્મૃતિલોપના ઓછાયાથી સંગોપીને ખજાનો સુરક્ષિત રાખ્યો છે તે તો સૌને

દેખાય છે પરંતુ આ ખજાનાને ફક્ત 'જાણકારીભૂખી, જ્ઞાનભૂખી, કુતૂહલપ્રિય ઉદ્ધતાઈ'થી દૂર રાખી, મુખરિત થવા નથી દીધો. તે બદલ આધ્યાત્મિક જગત તેનો ઉપકાર માને તેટલો ઓછો છે.

બાઉલના સપ્તખંડમાંથી ત્વચા, હાડ, માંસ તો જોઈ શકાય પરંતુ તેની મજ્જા સમેત ધાતુઓ તો અખંડસ્વરૂપા, શબ્દાતીત, સર્વવાચાથી પરે, તુરિયાતીત અવસ્થામાં વિચરે છે. તેમાં પ્રવેશવાનો કોઈ દરવાજો નથી.

એક બાઉલકથાથી વાતનું સમાપન કરીએ.

બલા બાઉલનો અંતકાળ નજીક હતો, ચારે શિષ્યોને બોલાવ્યા. પૂછ્યું, 'ત્રીશ વર્ષના બાઉલ વિચરણ પછી બાઉલત્વ વિષે સમજ્યા હો તે ટૂંકમાં કૈંક કહો.'

ગગને કહ્યું, 'અસ્તિ અને નેતિ બંનેથી ઉપર છે, બાઉલની ગતિને અસ્તિ (હોવું) અને નેતિ (ન હોવું ) પકડી ન શકે.

ચિંતનદાસે કહ્યું, 'બાઉલત્વ અનંત અને અવિનાશી છે, મળ્યા પછી તે ટકી રહે છે.'

રતનદાસે કહ્યું, 'પાણી, પવન, પૃથ્વીને ભેદી, પ્રેમની આંચમાં અગ્નિ આપી, આકાશ તત્ત્વમાં લઈ જાય તે બાઉલત્વ. ત્યાંનો અવકાશ તે જ બાઉલત્વ.

ચોથા અને અંતિમ શિષ્ય બિશાને પૂછ્યું, બિશાએ વંદન કર્યાં અને બે હાથે ગોપીયંત્ર ઉપાડ્યું, તંગ તારને આંગળીથી સહેજ ઝણઝણાવ્યો. બધે તેનો અવાજ પ્રસરી ગયો. બધાને થયું કે ગાન કરશે, પરંતુ બિશાએ ફરી વંદન કરી ગોપીયંત્ર નીચે મૂકી દીધું.

બલાએ ચારે શિષ્યોની વાત સાંભળી અને સમાપન કરતાં કહ્યું, 'ગગન, તું બાઉલત્વની ત્વચા સુધી પહોંચ્યો. 'અસ્તિ,' 'નેતિ' અનુભવવાથી ઉપર ન જવાયું?'

ચિંતનદાસને કહ્યું, 'તું અસ્થિ સુધી ગયો, હાડકાંના ખટવાંગ અને કશ્કોલ અનંત સમય સુધી અવિનાશી રહે, તેનાથી ઉપર ન જવાયું?'

રતનદાસને કહ્યું, 'તું અંદર તો ગયો પણ માંસ અને પોલાણ સુધી પહોંચ્યો. ચાર તત્ત્વ પછી પાંચમાં તત્ત્વ અવકાશમાં વિહરવાની ખેવનાવાળો બાઉલ માંસ અને રુધિર સુધી ગયો કહેવાય.'

બિશાને ગળે લગાવી ગુરુ બલા બાઉલે કહ્યું, 'તું બાઉલત્વને પામી ગયો, તે બાઉલત્વ તો ફક્ત ગોપીયંત્રના તારનો ઝનકાર છે. તુંબીમાં પડેલ તેનો પડઘો છે. તાર દેખાયો, તેને સ્પર્શ થયો, તેનો ઝનકાર સંભળાયો તેટલું જ પૂરતું નથી, તે શ્વાસ કે જીભથી ઝરી ન જવો જોઈએ, તેમ કરી શકે તેજ બાઉલત્વને પામ્યો. નહીંતર ત્રણ પનિહારી (સ્પર્શ, શ્રુતિ, દૃષ્ટિ) બેડાં સીંચી સીંચી ભરે જ રાખે અને બીજી બે પનિહારી (રસ, શબ્દ) અમથે અમથી ઢોળ્યાં જ કરે, તો બાઉલત્વનો કુંભ ક્યારે ભરાય?





જન્મ : ૨૮-૯-૧૯૨૯ - અવસાન : ૬-૨-૨૦૨૨

# લતા મંગેશકર*

☐ પુ.લ. દેશપાંડે ☐ અનુ.: અરુણા જાડેજા

राज्य सुखी साधुमूळे
शूरा मीं वंदिले...
(રાજ્ય સુખી આ સાધુપુરુષને લીધે
શૂરોને મેં વંદ્યા...)

'राज्य सुखी साधुमूळे' પછીના 'शूरा'માં 'રા' અક્ષર પર સભાગૃહમાંથી વીજળીવેગે અને વીજળીના ઝગમગાટથી કોઈક તીર સુસવાટા મારતુંક નીકળી જાય એમ એ ટચૂકડા ગળામાંથી એ તાન નીકળી અને સભાનો લક્ષ્યવેધ થયો, એ નવ-દશ વર્ષના

*લેખ જૂનો છે પણ લતાજીનું આવું સુરેખ અને સૂક્ષ્મ ચિત્ર બીજે મળવું દોહ્યલું.

નાનકા જીવને પોતે શું કર્યું એની ખબર હતી કે નહીં એ તો રામ જાણે! એ સૂરની સાથે આખાયે પૅલેસ થિયેટરનું ભાન હરાઈ ગયું. એક આવડીક અમથી દૂબળીપાતળી પણ અંતરબાહ્ય વિશ્વાસથી ખીલેલી છોકરી રંગભૂમિ પર આવે શું અને બહુ-બહુ તો 'લઈને આવ પાંખ' (બાળગીત) ગાવાની ઉંમરે એકદમ 'शूरा मीं वंदिले...' (માસ્ટર દીનાનાથે ગાયેલું) શરૂ શું કરે! બાબાલાલ તબલચી જેવો કોઈક અનુભવી ગાયક સાથ દે એવા જબરા દિમાગનો ઠેકો શું દે અને પદાર્થની અસ્તાઈ (ચીજનો પૂર્વાર્ધ) પૂરી કરીને પહેલી સમે આવતાં આ છોકરી પૂરાં સપ્તક ભેદીને લયનો એ વિકટ બોજો સંભાળીને સમ પર આવે શું? કોલ્હાપુરના એ પૅલેસ થિયેટરમાં સંગીતક્ષેત્રના દિગ્ગજોએ જે રંગમંચ પરથી સૂરોની વર્ષાના સાક્ષાત્કાર કરાવ્યા છે એ જ જગ્યાએ એક નાનકી છોકરીએ આ નવીનવાઈ બતાવી હતી. આશ્ચર્ય, આનંદ અને એ છોકરીના કરતબગાર પિતાનું સ્મરણ એવી વિધવિધ લાગણીઓથી એ રંગમંદિરના શ્રોતાઓને રૂંવાડાં ઊભાં થઈ ગયાં. પહેલી સમે જ તાળીઓનો ગડગડાટ થયો. પોતાની જાતને ખેરખાં સમજનારાઓએ જાતને ચૂંટિયો ખણી જોયો કે આપણે સાંભળીએ છીએ એ શું સાચું છે કે એક સપનું?

એ તાનનો કણેકણ નીતર્યો હતો, એ સૂરમાં ભીંજાયેલો હતો. લયના કણેકણનો અંદાજ અચૂક હતો. સમ પરની એની ચીલઝડપ સમડી જેવી એવી હતી કે ચણિયાચોળીમાં થયેલાં એ નાનકડાં દર્શન થયાં ન હોત તો એમ થાય કે કેટલાંય તપ (દશકા)ની જહેમત પછી કોઈક પ્રૌઢ સન્નારી ફક્ત ગમ્મત માટે થઈને બાળ-અવાજમાં પલટો લઈ ગયાં.

આ પહેલાં કુમારગંધર્વે નવમા વર્ષે મુંબઈના ઝીણા હૉલમાં આવો જ આઘાત આપેલો. બાલગંધર્વે એનાયે કેટલાંક વર્ષો પહેલાં આવી જ નાની ઉંમરે રંગભૂમિ પર આવીને અસંખ્ય હૈયાંને પોતાના સૂરોથી ઝીલ્યાં હતાં. અને હવે આ એક નવો ચમત્કાર થઈ રહ્યો હતો. બાલગંધર્વ, કુમારગંધર્વ અને લતા મંગેશકર - ત્રણેય જણે સંગીતક્ષેત્રની ત્રણ જુદી-જુદી કેડીઓ પકડી અને અસામાન્યપણાથી તેને ઉજાળી દીધી.

સંગીતક્ષેત્રમાં પરંપરાનું સ્થાન મોટું મનાય છે. કલાકારો પોતપોતાનાં કુળ અને ગોત્રનું ભારે અભિમાન લઈને મહાલતા હોય છે, પણ સૂર અને લયને જ શંકર-પાર્વતી સમજીને ગાનારા બહુ થોડા કલાકારો મેં જોયા છે. નાનકી લતા शूरा मीं वंदिले... ગાઈ ગઈ તેને વીસપચીસ વર્ષ વીતી ગયાં. ચમત્કૃતિથી સજેલા દીનાનાથના કંઠમાંથી નીકળેલી કેટલીક જગ્યા લોકોના કાનમાં હતી, शूरा मीं वंदिले... સાંભળીને લોકોએ કહ્યું, 'વાહ! દીનાનાથ સાંભરી આવ્યા.'

એ પછી તો તેમની વહાલી આ દીકરીએ પિતાનું વ્રત આગળ ચાલુ



પુ.લ. દેશપાંડે અને લતા મંગેશકર

રાખ્યું. પિતાની નકલ કરવી એવું નહીં, જોકે એ સ્વમાની ગાયકને ગમ્યું પણ ન હોત. તેમણે તો મરાઠી રંગભૂમિ પર પોતાની આગવી ગાયકી ઊભી કરી હતી. દીનાનાથ, દીનાનાથ જેવું જ ગાતા તેમ લતા પણ લતા જેવું જ ગાતી. સંગીતના જ નહીં કલાના કોઈપણ ક્ષેત્રમાં કોઈકની યાદ અપાવનારો કલાકાર હંમેશાં ગૌણ કક્ષાએ રહી જાય છે. લતાએ ગાયેલાં અનેક ગીતોમાં તેણે લતાની જ યાદ અપાવી.

લય અને સૂરનો સૂક્ષ્માતિસૂક્ષ્મ કણેકણ જ્યારે ચૈતન્ય ધારણ કરે છે ત્યારે એ ગીતની જાતપાત કોઈ જોતું નથી. સંગીતમાં લયમાંની પ્રત્યેક ક્ષણ સૂરના મજકૂરથી ભરી કાઢવાની હોય છે. ના, ત્યાં સૂરના અભાવવાળો વિરામ પણ બોલકો હોવો ઘટે. ચિત્રપટ માટે ગાયેલા સાડાત્રણ મિનિટના ગીતમાં પણ અચ્છી ખ્યાલગાયકી જેટલી જ લયકારીની જાણ હોવી જરૂરી છે.

લતાના સૂરને બધા માને છે, પણ નિર્મળ મનથી દરેક પ્રકારના સંગીતનો આસ્વાદ લેનારાઓને મંત્રમુગ્ધ કરનારી જો કોઈ વાત તો તે શબ્દોની ફેંક (throw, projection) કરતી વખતે જોવા મળતી લતાની વિલક્ષણ એવી લયકારીની પ્રતીતિ. એના સૂર જેટલી જ સૂક્ષ્મ. અમથી લયકારી નહીં. કોઈક પતંગિયાનાં પગલાંની, લયના એકાદા કણ પરથી બીજા કણ પર હળવેકથી ઊડનારી. કુમાર, બાલગંધર્વ અને લતા, તેમને વરદાન મળ્યું છે એ છે આવી અલૌકિક જાણકારીનું. સંગીતમાં જે બોલી ઊઠે છે એ છે લય અને એથી જ લયની જાણકારીનું આ દુર્લભ દાન લઈને આવેલા આ કલાકારોએ ગાયેલાં ગીતો બીજા કોઈ ગાવા જાય ત્યારે કંઈક ખૂટે છે એવું થઈ આવે. એમ તો લતાના અવાજમાં ગવાયેલાં ગીતો ખૂબ સારો અવાજ ધરાવનારી ગાયિકા ગાય છે, એના અવાજના તારસ્વરને આંબે છે, પણ મૂળ ચિત્ર અને પ્રિન્ટ – આ બન્નેમાં હોય એવો

ફેર દેખાય છે. એનું કારણ છે લયની જાણકારીનો અભાવ.

સૂરોના વર્તુળમાંનું મધ્યબિંદુ પકડનારો અને લયકારીમાં વહેતા કાળની નિમેષે નિમેષમાંનો લક્ષાંશ પકડનારો કંઠ લતાનો છે. એથી જ તેના ગીતમાંના શબ્દો જ નહીં, પણ વ્યંજનમુક્ત સ્વર પણ કેટલા આશયગર્ભ લાગે છે. લતા 'ધીરે સે આ જા' હાલરડું ગાય, પણ 'આ જા' પછીના સ્વરોનો એ જરીક છંટકાવ લયની એવી જગ્યા પરથી ઊપડે છે કે એણે કોઈ પરાચેતનાનો સ્પર્શ કર્યો હોય એવું લાગે. ઊંઘ ઉડાડી દેનારા એ હાલરડામાંના સ્વરોના છંટકાવ જેવા કેટલાયે છંટકાવ તેણે ગાયેલી સેંકડો તબકડીઓ (થાળીવાજાની થાળી)ના રંધ્રેરંધ્રમાં છુપાયેલા છે. થાળીના એ રંધ્રમાં પેસીને એને ગાતી કરનારી એ સોયનું નાકું વધુ સૂક્ષ્મ કે એ રંધ્રમાંથી ઊમટેલો લતાનો સૂર સૂક્ષ્મ એ કહેવું કઠિન છે.

'જા જા રે જા સાજના'માં પણ સૂરોની સોય પેસી ગઈ હોય એવી એક જગ્યા છે, 'કૈસે દિન બીતે કૈસે બીતી રતિયાઁ'માં 'હાયે' પર પણ આવો જ સૂરોનો ફેલાવો છે. લતાએ ગાયેલું દરેક ગીત એ સ્વરલતા પરનું ફૂલ જ છે. આવાં તો સેંકડો ફૂલ છેલ્લાં પચીસ વર્ષમાં ખીલ્યાં અને સાવ સહજપણે ખીલ્યાં. શબ્દ, સૂર અને લયનો વિલક્ષણ આકાર, ગંધ અને રંગ લઈને પ્રગટેલાં ફૂલોનું નંદનવન છે લતા.

આટઆટલાં વિવિધ પ્રકારનાં ગીતો ગાયાં હોય એવી બીજી કોઈ ગાયિકા મારી જાણમાં તો નથી. આજે પચીસ-પચીસ વર્ષથી અહોરાત્ર સૂરોની લહાણી ચાલુ જ છે. અમારું પરોઢિયું લતાના અવાજથી ફૂટે છે. બપોર, સાંજ, મધરાત પણ આ જ સૂરોની સંગત લઈને આવે છે. વાતાવરણમાં ક્યાંક ને ક્યાંક ઉગમણા કે આથમણા સૂર્ય-ચંદ્રની સાક્ષીએ લતાનો સ્વર વિહરતો હોય છે.

આકાશવાણીના એક એન્જિનિયરે મને કહેલું કે, 'આખીય દુનિયામાં બીજા કોઈ પણ ગાયક-ગાયિકાના સ્વરોને વાયુમંડળમાં રહેલી ધ્વનિલહેરો પરથી આટલો અબાધિતપણે સંચાર કરવાનું ભાગ્ય મળ્યું નથી.' આ વિધાનમાં મને જરાયે અતિશયોક્તિ લાગતી નથી.

લતાના સૂરો ક્યાં મળી જાય એનું કંઈ કહેવાય નહીં. ભારતથી માઈલો દૂરના ઇન્ડોનેશિયાના પ્રવાસ દરમ્યાન ત્યાંના દંડકારણ્ય જેવા વિસ્તારના લોકો લતાનાં ગીતો સાંભળતા હતા. ચીની હુમલા વખતે હિમાલયના શિખર પરની એક છાવણીના તંબૂની વાત : લદાખના પ્રવાસ દરમ્યાન અમે ત્યાં જઈ પહોંચ્યા. આઠ-દસ સૈનિકોની નાનકડી ટુકડી માટે એ જીવલેણ ઠંડીમાં અને એ ઠંડીથીયે જીવલેણ ભયાનક નિર્જનતામાં તેમના સંગાથી હતા ટ્રાન્ઝિસ્ટર પર વાગતાં લતાનાં ગીતો. તેના અવાજની આર્તતાભરી 'યાદ કરો કુરબાની' લાખો લોકોની આંખને ભીની કરી ગઈ, પણ હિમશિખર પર લતાને

સાંભળવામાં તન્મય થયેલા એ જવાનોની ટુકડી જોઈને થયું કે જવાનોની કુરબાની જેટલી જ આ અલૌકિક અવાજની દુનિયા પર કેટલી મોટી મહેરબાની છે!

ઇન્ડોનેશિયાના એ ગ્રામવાસીઓ કે હિમાલય પરના આપણા જવાનો તે તો સીધાસાદા માણસો, એ કંઈ સંગીતના પંડિત નહોતા, પણ અલ્લાદિયાંખાંસાહેબના પુત્ર ભૂરજીખાં તો શાસ્ત્રીય સંગીતના કેટલા મોટા વિદ્વાન ગણાય! એક વાર હું તેમને મળવા ગયેલો ત્યારે તેઓ થાળીવાજા પર લતાને સાંભળવામાં તલ્લીન હતા.

'આયેગા આનેવાલા' સાંભળીને કુમારગંધર્વે કહેલું, 'તાનપૂરામાંથી નીકળનારો ગંધાર સાંભળવો હોય તો લતાના કંઠે સાંભળો.' સાવ અંતરિયાળ ગામડાના ચોરેથી માંડીને મુંબઈના મલબાર હિલના બંગલામાં રહેનારા સુધી અને નિશાળિયાથી માંડીને ઘરડાખખ ડોસાડોસી સુધીનાં સૌ કોઈને પોતાના સ્વરોના જાદુથી મુગ્ધ કરી નાખનારી આ લતા - લતા શેની, એ તો ચિત્રપટસૃષ્ટિને મળેલી કલ્પલતા જ છે, સૂરોના યાચકો જે માગે એ આપનારી. ગઝલ, ઠૂમરી, દાદરા, કવ્વાલી, ભજન, હાલરડાં, લોકગીતો, ભાવગીતો, બાળગીતો, ખાનદાની સંગીતની ઢબનાં ગીતો... માગનારાએ માગતા જ જવું. આવું વૈવિધ્ય અને તેય આવા દરજ્જાએ પહોંચેલું, ભારતીય સંગીતમાં આ પહેલાં ક્યારેય જોવા મળ્યું નથી.

લતા એટલે સંગીતની દુનિયાનું ભગવાનની દુનિયામાંથી આવેલું એક કમ્પ્યૂટર જ છે. કેટકેટલાંયે ગાયક-ગાયિકાઓએ તેમના કંઠમાંથી અમુક જગ્યા નીકળે એ માટે કેટકેટલી જહેમત ઉઠાવી હોય એવી કઠિન જગ્યા, તાન, મુરકી, લયકારીના સૂક્ષ્મ ભેદ - આ બધું લતા માટે સાવ સહજ છે. શાસ્ત્રીય સંગીતના ખાનદાનમાં બેસે એવું એકાદું ગીત હોય તો એ ગીતમાં લતાની તાન એવી તે નીકળી હોય કે સંગીતના ધુરંધર એવા ઉસ્તાદો અને પંડિતોએ - નિખાલસતા હોય તો - પોતાના કાન પકડી લેવા. મને ખાતરી છે કે કાલે ઊઠીને લતાને પાશ્ચાત્ય સંગીતદિગ્દર્શક અંગ્રેજી ગીત ગાવા બોલાવે તો એ ત્યાંની બધી મડમોને સંકટમાં મૂકી દે.

નર્યોનીતર્યો આ કંઠ. રંગ નાખનારે એમાં પોતાના રંગની પસંદગીની કમાલ બતાવી જોવી, આ કંઠ એ રંગનાં સ્વરપુષ્પો ક્ષણમાં જ ખીલવી બતાવે. આ સ્વર જ મૂળે તો પારસનો ધર્મ લઈને આવ્યો છે. આ સ્વરનો સ્પર્શ થતાં જ કોઈ પણ વસ્તુનું સોનું બની જાય. ફક્ત સ્વર જ નહીં, અભિનયની જાણકારી પણ બહુ મોટી. ચિત્રપટનાં ગીતો સંવાદની જેમ અભિનીત કરવાનાં હોય છે. લતાને 'પ્લેબૅક આર્ટિસ્ટ' કેમ કહે છે એ જ સમજ પડતી નથી. એનાં ગીતોમાં પેલી અભિનેત્રીઓના અભિનયનો 'પ્લેબૅક' હોય છે, મોટે ભાગે તો તેમનો અભિનય

લતાના શબ્દસ્વરોમાંથી ઊમટેલી ભાવનાઓની ઊંચાઈએ પહોંચતો નથી. 'ધૂલ કા ફૂલ' નામના ચિત્રપટમાં લતાએ ગાયેલું 'તૂ મેરે પ્યાર કા ફૂલ હૈં...' ગીત એક બિનવારિસ ગણાતા અભર્કની માતાને કંઠે ગવાયું છે. અભિનય અને સંગીત આ બન્ને દૃષ્ટિએ આ ગીતનો અભ્યાસ કરવો પડે એમ છે. લતાએ એ ગીતમાંનો પ્રત્યેક શબ્દ લયના પ્રવાહમાં ફૂલની એકેક પાંખડી તરતી મૂકીએ તેમ મૂકેલો છે. તેણે ગાયેલાં ગીતોને - ક્યારેક અભિનેત્રીઓના મોં પરની ગડી વીંખાઈ ન જાય તેમ - નિર્જીવતાથી હલાવેલા હોઠ જોઈએ તો થાય કે લતાના ગીત વખતે પડદા પરની આ અભિનેત્રીઓને પડદા પાછળ જ રાખવી જોઈએ. તેમના હોઠનું નિષ્પ્રાણ હલનચલન લતાના સૂરોને આપેલી ઉપર-ઉપરની 'લિપસિમ્પથી' જેવું ખોટું-ખોટું લાગે. એનાં ગીતો વખતે, ચંદ્ર-સૂર્ય-તારા, ફૂલ-પાન-વૃક્ષ, નદી-પર્વત-પાણી વગેરેનાં દૃશ્યો પર કૅમેરો ફેરવવો. પોતાના સ્વરોથી અને સ્વરો જેટલા જ ઘાટીલા અભિનયથી ખીલેલાં ગીતોથી લતા એક જાદુનગરી ઊભી કરે છે. એથી મને થાય કે લતા પાર્શ્વગાયિકા શેની! એના ગીતની અભિવ્યક્તિમાંથી થનારી ભાવનાના સ્તરે ન પહોંચનારી અભિનેત્રીઓ પાર્શ્વનાયિકા છે.

હિંદી સિનેમા એ મારે માટે એવો કોઈ નજીકનો વિષય નથી, પણ અનેક તારલાથી ચમકતા આ આંગણામાંથી કાલે લતા અને આશા - તે બહેનો કહે કે: 'અમને પડતાં મૂકો' તો આ આખુંય આકાશ એક ક્ષણમાં જ હતપ્રભ થઈ જશે! સિલોન રેડિયોનો વ્યાપાર વિભાગ ડગમગી જશે અને અમારી આકાશવાણી રાંકવાણી થઈ જશે. હિંદી ચિત્રપટસૃષ્ટિ તો ત્યાંના સંગીતદિગ્દર્શકો અને ખાસ તો લતાના અવાજથી ટકી રહી છે. આ કેવું? જાણે મિલિટરીના બૅન્ડવાળાઓ કોઈક રાષ્ટ્રનું સંરક્ષણ કરે એમાંનું આ. સંગીતદિગ્દર્શકોના સદ્‌ભાગ્યે લતા નામનો એક ચમત્કાર પચીસ વર્ષ પહેલાં હિંદી ચિત્રપટસૃષ્ટિમાં થયો, છેલ્લી પા સદીથી તે અનભિષિક્ત સમ્રાજ્ઞી છે. સંગીતદિગ્દર્શક નવો હોય કે જૂનો લતા એક વાર માઇક્રોફોન સામે આવે કે સૂરોને પ્રાણનો સ્પર્શ થયાનો સાક્ષાત્કાર કરાવે છે, પચીસ વર્ષોથી આ કંઠ ગાઈ રહ્યો છે.

એના તીર્થરૂપ પિતાજીએ મરાઠી રંગભૂમિના ખેરખાં ગાનારાઓને મૂંઝવણમાં મૂકી દીધા હતા. મારી જિંદગીના નામામાં જમાપાસે જે મહાન ક્ષણો છે એમાંની ઘણી બધી ક્ષણો દીનાનાથરાવના ગાનથી દીપી ઊઠી છે. સાવરકર જેવા ઉત્તુંગ પ્રતિભાવાને રચેલા ગીતની દીનાનાથરાવના ગળામાંથી નીકળેલી એ ફેંક અશ્વમેધના ઘોડા જેવી વિજિગીષુ કંઠમાંથી નીકળેલી ફેંક આજેય મારી આંખ સામે ચમકી જાય છે. તેમની એ વીજળીવેગે અને એટલી જ નમ્રતાથી જનારી તાન સાંભરે કે આજેય જીવ બેચેન થઈ ઊઠે. જીવને બેચેન કરી મૂકનારું એ

ગાન - અસ્વસ્થ કરી મૂકનારું, ઘેનમાં નાખનારું નહીં. દીનાનાથનું કલારાજ્ય એ સમયના અને વ્યવસાયની પરિસ્થિતિને લીધે મર્યાદિત રહ્યું. તેમની આ વહાલી દીકરીએ એ રાજ્યની સીમાઓ હદ બહાર ફેલાવી. ગુણવાન એવા આ ગાયકવાદકોના સૂરોનું આ ઋણ કઈ રીતે ચૂકવવું? લતાના સેંકડો સ્વરોની સુખભરી આ મૂડી ક્યાં સાચવવી? એ સ્મૃતિ પર લખવી અને એ ઋણ અહીં જ મૂકીને જવું. પા સદીથી ભેગું થતું ગયેલું આ ઋણ. લેનારા ઋણીઓએ દેનારા માટે એક જ ભાવના રાખવી : દેનારો સદા અતિધનવાન થતો જાય.

અમારા સૂરોની માગણીઓનો કોઈ અંત આવે એમ નથી. આ વાતે તો અમે કાયમના ભિખારી, કાયમ માગતા જ રહેવાના. તુકોબાએ વિઠ્ઠલ પાસે માગણું માગતાં 'ખાવા પૂરતું દે રે વિઠ્ઠલા, માગણું લગીરેય નહીં, લગીરેય નહીં' એમ કહીને માગી લીધું. ખાવા પૂરતું આપનારા વિઠોબાને આપતી વખતે સમજાયું હશે કે તુકોબાના પેટની ભૂખ ક્યારેય ભાંગવાની નથી. લતાએ કરોડો હૈયાંની ભૂખ ભાંગતાં-ભાંગતાં વધારી છે. આ સ્વરભંડાર લતાના જીવમાં કોણે ખુલ્લો કરી મૂક્યો એનું શું કહેવું? હું તો મોટેરાના આશીર્વાદમાં માનનારો છું. મને થાય છે કે દીનાનાથે પોતાની આ મોંઘી મિરાત પોતાનાં બાળકોને સાચવવા દીધી. આળંદી ગામ (જ્ઞાનેશ્વરનું ગામ)ના વિઠ્ઠલપંત (જ્ઞાનેશ્વરના પિતા)નાં બાળકો જેમ દૂધિયા દાંત પડે એ પહેલાં જ વિશ્વાત્મક પ્રભુના વાગ્યજ્ઞની સામગ્રી ભેગી કરવા મંડી પડ્યાં તેમ મંગેશી (ગામ)ના દીનાનાથનાં બાળકો પણ વેંત ઊંચાં હતાં ત્યારથી સ્વરયજ્ઞની તૈયારીમાં લાગી ગયાં હતાં. લતાને માથે દીદીપણું આવ્યું. તેણે આ અખિયાણું (સોહાગણ કે ગોરને અપાતું અક્ષતવાયન, છાબ) પોતાના હાથમાં લીધું અને દિશા-દિશામાં સૂર પ્રસરી રહ્યા. ચિત્રપટની મયસૃષ્ટિમાં ગઈ કાલના હીરા આજે પથરાના મોલે અવગણાય છે, ત્યાં લતા આજે પચીસ વર્ષથી પોતાનું સ્થાન ટકાવીને ઊભી છે. એવી સૃષ્ટિમાંયે રહીને એ એક અદ્ભુત અલિપ્તતાથી જીવી રહી છે. પોતાના સ્વર થકી તે બધામાં છે અને પોતે માત્ર કોઈનામાંયે નથી. આકાશવાણી પરથી દિવસમાં કેટલીયે વાર તેના નામનો પોકાર થતો હોય છે. પોતાના સમગ્ર જીવનને સ્વરમય પાવો કરનારી આ કલાવતી. એના ગાનને કોઈ ફૂટપટીથી માપી શકાય નહીં. એ સાડાત્રણ મિનિટની કાલાવધિમાં એના ગળામાંથી નીકળેલા દરેક સૂરને અંતિમત્વ છે. જેમ તાજમહેલમાં કોઈ સુધારો સૂચવી શકાતો નથી કે ચાંદનીમાં પણ હજી કોઈ વધઘટ કરી શકાતી નથી એમ એ સ્વરને 'તત્ ત્વમ્ અસિ' એવું કહેવું પડે. સૂરોની મોંઘી મિરાત પામેલો આ કંઠ છે. સૂક્ષ્મ લયતત્ત્વ નીરખનારી આ નજર છે. લતાની પચીસ વર્ષ પહેલાંની

થાળી (થાળીવાજું) શું અને આજની શું? એ જ ચૈતન્યથી ઊજળો થયેલો એ સૂર. કરમાવું તો એ જાણે જ નહીં અને તેની નકલ પણ થઈ શકે નહીં.

આવી આ ગુણવાન દીકરી અને એનાં ભાઈબહેનો પણ એવાં જ ગુણવાન. કોલ્હાપુરના પૅલેસ થિયેટર પાસેના નાનકડા ઘરમાં રહેતી હતી ત્યારથી માંડીને આજ સુધીમાં પોતાના ગાતા કંઠે સૂરોનું વિશ્વ જીત્યે જતી એને હું જોતો આવ્યો છું. આ કંઠને ક્યારેય થાક ન લાગો. હજીયે વર્ષો સુધી આ કંઠ આમ જ ગાતો રહો. જ્ઞાનેશ્વરને આંગણે સોનાનો પીપળો હતો, આ ભાંડુડાને આંગણે સૂરોનો પીપળો છે. આજે એ પીપળાનાં પાંદડેપાંદડાં જેટલાં ગીતો ગાઈને આ ભાંડુડાએ સેંકડો હૈયાંને તૃપ્ત કર્યાં છે.

સંગીતના ધુરંધરો ફિલ્મી સંગીત માટે મોં મચકોડે છે. એનું કારણ એ છે કે આ લોકો ચારે કોરથી આવનારા સૂરો માટે પોતાના કાન ઉઘાડા જ રાખતા નથી. હકીકતે તો ફિલ્મીસંગીત એ લોકસંગીત છે. લતા મંગેશકર એ આપણી સાચી 'નૅશનલ આર્ટિસ્ટ' છે, રાષ્ટ્રગાયિકા છે. નૅશનલ પ્રોગ્રામમાં ગાવાથી નૅશનલ આર્ટિસ્ટ નથી થવાતું. તેણે આકાશવાણીમાં ઘર માંડીને ચાલે નહીં, એણે તો દેશવાસીઓનાં હૈયામાં ઘર માંડવું પડે. એ સદ્‌ભાગ્ય લતા જેટલું કોઈને મળ્યું નથી. આજે પંજાબ, સિંધ, ગુજરાત, મરાઠા, દ્રાવિડ, ઉત્કલ, બંગને જો કોઈએ એકસૂત્રે બાંધી રાખ્યું હોય તો તે છે લતાના સૂરો. પ્રકૃતિગત કે સંકુચિત મનથી જેને બહેરાશ આવી છે એવા કેટલાક અભાગિયાને બાદ કરતાં આ સૂરોથી આકર્ષાયું ન હોય એવું કોઈ જ નથી. લતાએ અપરંપાર યશ મેળવ્યો છે. એનો સ્વર સાંભળતાં થાય કે ભગવાનનું વરદાન મળે તો આવું અને આ ઈશ્વરદત્ત પ્રતિભાને આ ગાયિકાએ દષ્ટિવંત પરિષ્કરણનો સાથ આપ્યો છે. માત્ર ઈશ્વરદત્ત વરદાન જ નહીં, એની પાછળ સારી એવી જાણકારી છે. આ અદ્વિતીય યશને લીધે રાષ્ટ્રીય પદવીના ત્રણ કે પાંચ અક્ષરો તે વળી કયો ચાંદ ચઢાવનારા? પણ કૃતજ્ઞતાની સભાનતા આપણી ગઈ પેઢીને નહોતી કે શું? આ પ્રશ્ન પછીની પેઢી કરી બેસે નહીં એ માટે એ અક્ષરોની કલગી એના માથે ખોસી છે. સિનેમાનાં ગીતોને અલ્પજીવી કહીને હડસેલવાં જોઈએ નહીં. એ ગીતો ગાનારા અને ગીતો લખનારાઓ પ્રતિભાવાન ગીતકારોની અવગણના થવી ન જોઈએ. એવું કરવું હોય તો વેલ પર ખીલનારા જાઈ-જૂઈનાં ફૂલોને પણ તુચ્છ માનવાં રહ્યાં. ચિત્રપટ સંગીતની તબકડી (રેકૉર્ડ) પરના ત્રણ-સાડાત્રણ મિનિટ સૂરોના ખજાનામાંથી નવનવાં રત્નો કાઢીને તેને છાજે તેવાં બનાવવાં એ કંઈ સહેલી વાત નથી. એ કાલાવધિમાંની દરેક સેકંડનો અવકાશ બહુ એટલે બહુ જ ચતુરાઈથી ભરવો પડે. જેને સંગીતની ખાસ ખબર

પડતી નથી એવા ઉન્નતભ્રૂ રસિકજનો 'આપણે તો ભઈ શાસ્ત્રીય સંગીત સિવાય બીજું કશું સાંભળતા નથી' વગેરે કહેતા હોય છે. આ તે કેવું? પોતાને ફૂલોનો શોખીન કહેનાર એમ કહે કે હું તો ભઈ, ભારતીય સંસ્કૃતિના પ્રતીક સમા કમળને જ માનું, બાકી જાઈ-જૂઈ વગેરે નકામાં(!) ફૂલોને માનતો નથી - એવું કહેવામાંનું. આ લોકો ભૂલમાં જ સૂરોની દુનિયામાં પેઠા છે.

રેડિયોને લીધે કેટલી બધી સગવડ ઊભી થઈ છે : દેશોદેશનાં ગીતો ઓશીકે આવી ઊભાં છે. લોકો જાણેઅજાણે રેડિયો મોટેથી વગાડે, એમાં એમનો દોષ નથી. ભારતીય ફિલ્મસંગીત-દિગ્દર્શકોએ સ્વરરચનાનું બહુ મોટું વિસ્મયકારી ચાતુર્ય દર્શાવ્યું છે. ગીતકારોએ મોટાં-મોટાં ઉઠાવદાર ગીતો લખ્યાં છે. ભારતીય સંગીતના પ્રાથમિક શિક્ષણમાં આ ગીતોનો કેટલો બધો ઉપયોગ કરી શકાય એમ છે અને સાચ્ચો સૂર બતાવવા ત્યાં લતાનો અવાજ છે જ. સૂરોના આનાથી વધીને બીજા તે સંસ્કાર કયા?

લતાના સૂરોએ જીતેલું આ મોટું સામ્રાજ્ય છે! આ સામ્રાજ્ય પર સૂર્ય આથમતો નથી. સવાર પડે છે, ઘેર-ઘેર રેડિયો મુકાય છે, કોઈક રેડિયોમાં સમાચાર તો કોઈકમાં યુદ્ધ, હુલ્લડ, તોફાન, સત્તાથી સાઠમારીના - મનને ખિન્ન બનાવી મૂકનારા, જીવવું એ આ જ કે? એવો પ્રશ્ન ઊભો કરનારો - અને અંધારામાંથી તેજનો લિસોટો પસાર થઈ જાય એમ લતાનો સૂર એકદમ તીરની જેમ ઘૂસે અને મનનો અંધકાર નષ્ટ કરી મૂકે છે. છેવટે કંઈ નહીં તોયે લતાના સૂર સાંભળવા માટે તો જીવવું રહ્યું, એવું થઈ આવે. 'અતિપરિચયાતે અવજ્ઞા'માં અપવાદ એટલે લતાનો અવાજ.

એ સૂર કાને પડે કે મનમાં કોતરાયેલો એ પ્રસંગ નજર સામે આવીને ઊભો રહી જાય. 'शूरा मीं वंदिले...' ગાનારી ચણિયાચોળીમાંની લતાની એ નાનકડી મૂર્તિ દેખાવા લાગે. મનમાં કહ્યું કે આ છોકરીને કલ્પના પણ નહીં હોય કે એ 'शूरा मीं वंदिले...' (શૂરોને મેં વંદ્યા) સાંભળતી વખતે પૅલેસ થિયેટરમાં બેઠેલા અનેક જણે મનમાં કહ્યું હશે : આવા અલૌકિક 'सूरा मीं वंदिले...' (સૂરોને મેં વંદ્યા) આજે પચીસ વર્ષ સુધી અનેક ધ્વનિમુદ્રિકા (રેકૉર્ડ) સાંભળેલાં અસંખ્ય હૈયામાંથી 'બસ! આ સૂરોને સલામ હો!' એવી દાદ લેવાનું ભાગ્ય લતાને મળ્યું છે. એનાથીયે વધુ તો એ દાદ આપવાનું ભાગ્ય અમને મળ્યું છે.

સૂરોનાં ચૈતન્યપુષ્પો ખીલવનારી લતાને ઉંમર કરતાં કોઈ પણ વડીલાઈ ન ધરાવનારા મારા જેવાએ ખરા મનથી એક જ આશીર્વાદ આપવાનો કે : 'દીકરી, આવી અખંડ દાદ તને મળતી રહો; સો વરસની થા!' (મૂળ- पु. ल. — आपुलकी, ૧૯૬૭), સમીપે, પુ. લ. એટલે પુ. લ., સંવાદ પ્રકાશન, ૯૮૯૮૪- ૭૨૮૯, વડોદરા, ૨૦૧૯

❑❑❑



# બસ, આ જ મારું અંતિમ પ્રવચન!

☐ કલ્પના દેસાઈ

**મ**ને બરાબર યાદ છે, એ દિવસે મને કશેકથી પહેલવહેલું જ આમંત્રણ મળેલું અને એ પણ બોલવાનું! જોકે જ્યારથી મને ખબર પડેલી કે 'હું લેખક બની' ત્યારથી હું આવા કોઈ આમંત્રણની રાહમાં જ હતી એની ના નહિ. છતાં નવાઈ ને આઘાતની મારી હું તો એ આમંત્રણપત્રને જોતી જ રહેલી. આજ સુધી મને ચૂપ રહેવા માટે ઘણી વાર કહેવાયું છે, જો મેં ન માન્યું હોય તો આગ્રહ કરીને કે વિનંતી કરીને પણ ચૂપ કરાઈ છે! 'પ્લીઝ, હવે મહેરબાની કરીને ચૂપ રહેશે/રહેશો?' હું મન મારીને ચૂપ થતી. લે, તેમને ન ગમે એટલે મારે નહીં બોલવાનું? તેમની વાતો હું કેવી ચૂપચાપ સાંભળી લઉં છું? મને ગમે કે ન ગમે, મારા રસના વિષયો હોય કે ન હોય તો પણ મુંડી હલાવ્યા કરું

છું ને? મને ચૂપ કરવાવાળા આવું બધું ન સમજે અને દુનિયાને આમ જ એક સારા વક્તાની મોટી ખોટ પડી જાય. ખેર, ઘરનાને ન સહી પણ બહારનાને તો મોડે મોડે પણ મારી કદર થઈ એનો મને આનંદ થયો. મેં ફરી ફરીને એ પત્ર વાંચ્યો.

'માનનીય ...બહેન,

ફલાણી સંસ્થા વતી, ઢીંકણી જગ્યાએ આ વિષય ઉપર એક કલાકનું પ્રવચન આપવા માટે આપને સાદર આમંત્રણ આપીએ છીએ. કાર્યક્રમ પછી સાથે ભોજન લઈશું. આપના આવવાથી અમારા કાર્યક્રમની શોભા વધશે.' વગેરે વગેરે...

મને થયું, આ પત્ર લઈને હું ઘરનાને માથે મારું. તે લોકોનેય બતાવી દઉં કે 'જુઓ, મારા જવાથી તેમના કાર્યક્રમની શોભા વધશે તો બોલવાથી તો શુંનું શું થશે? પાછા તે લોકો મને જમાડવાના પણ ખરા! જોયો મારો વટ?' આટલી મોટી ખુશી મનમાં દબાવી મેં પ્રવચનની તૈયારી કરવા માંડી. મને તો એમ જ કે પ્રવચન તો જોયા વગર જ કરાય ને? એટલે મારા લેખોની ફાઈલ કાઢીને અમુક સરસ(!) લેખો પસંદ કરીને મેં લેખો ગોખવા માંડ્યા. કોઈએ કહેલું કે અરીસામાં જોઈને બોલવાનું, એટલે મેં અરીસામાં જોયું તો મને યાદ આવ્યું કે મારે સરસ તૈયાર થઈને બોલવું જોઈએ. અરીસામાં પોતાને જોવાનું પણ ગમવું જોઈએ ને? મારી આ બધી તૈયારીથી ઘરમાં ખાસ્સી ખુસરફુસર થતી અને ધીમું ધીમું હસવાના અવાજો, પણ મને સંભળાતા છતાં એ બધાને અવગણીને મેં મારા લક્ષ્ય પર જ ધ્યાન આપ્યું. આખરે મારી ગોખણપટ્ટી પૂરી થઈ અને એ શુભ દિવસ પણ આવી પહોંચ્યો.

હું નિયત સમય કરતાં જાણીજોઈને થોડી મોડી જ પહોંચી. લેખક હોવાનો અર્થ શો? જોકે મેં હૉલ ચિક્કાર ભરાવાની આશા નહોતી રાખી એટલે પંદર-વીસ જણને જોઈને પણ હું તો ખુશ થઈ. શરૂઆત તો આમ જ થાય ને? ખેર, આમંત્રકે સૌને મારી ઓળખાણ કરાવી અને હજી હું બોલી નહોતી તો પણ ફક્ત આવવા બદલ જ મારો આભાર માન્યો. મેં ગોખેલાં વાક્યોથી પ્રવચનની શરૂઆત કરી અને ગોખેલા લેખો ભૂલી જવાશે એવું લાગતાં સાથે લાવેલા કાગળો ખોલીને વાંચવા માંડ્યું. ચાર-પાંચ લેખ વાંચ્યા કે વચ્ચે વિરામ થયો. એટલામાં કોઈ જ જાહેરાત વગર એક પછી એક ભાઈએ ઊભા થઈને ફાલતુ જોક્સ કહેવા માંડ્યા! અરેરે! હું તો આઘાતની મારી ચૂપ! આ શું? મારા લેખો આવા જોક્સ કરતાં પણ ગયા? મેં મન વાળ્યું. હું ચૂપચાપ બેસી રહી અને જોક્સોમાં જ સમય પૂરો થયો! ફરી એક વાર મારો ઔપચારિકપણે આભાર મનાયો અને મેં (મને હતોત્સાહ કરવા બદલ) તેમનો આભાર માન્યો.

આમ મારું પહેલું પ્રવચન પૂરું થયું. સ્વાભાવિક છે, ભોજનમાં મને પછી કોઈ રસ રહ્યો નહીં.

પહેલો અનુભવ તો યાદગાર જ રહ્યો, પણ હજી તો સફરની શરૂઆત છે એમ સમજીને મેં મન વાળ્યું. હવે બીજી વાર આમંત્રણ મળે ત્યારે જોઈશું. વળી, બે-ચાર વરસ પછી એક મોટા શહેરમાં ને વળી મોટા લેખકો સાથે સ્ટેજ પર બેસવા ને બોલવાનું આમંત્રણ મળ્યું. હરખનાં માર્યાં મેં તો ઘરમાં સૌને એ પત્ર બતાવ્યો, પણ અફસોસ, આવડા મોટા લેખકોને કોઈ ઓળખતું જ નહોતું! હશે, તેમનાં નસીબ એવાં એમ સમજીને મેં વળી એક વાર મન વાળ્યું. મોટા લેખકોના નામે ચિક્કાર ભરેલા હૉલમાં મારો વારો આવ્યો ત્યારે શરીર ને અવાજમાં ધ્રુજારી સાથે મેં મારો લેખ કેવી રીતે વાંચેલો એ હું જ જાણું. (જોકે પછીથી ઘણાએ કહેલું તમને કરંટ લાગ્યો હોય એમ તમે ધ્રૂજતાં હતાં!) એ તો સારું કે મન ફોલ્ડિંગ આવે, તે મેં જેમતેમ એને વાળ્યું, જેની મારે હવે આદત જ પાડવાની હતી. એક ઘડી તો ખાતરી જ થઈ ગયેલી કે બસ હવે આ જ મારું અંતિમ પ્રવચન.

મારા પ્રવચનની પ્રસિદ્ધિને કારણે મને માંડ બે-ચાર વર્ષે કોઈ જગ્યાએ બોલવાનું આમંત્રણ મળતું. લેખક સારા વક્તા પણ હોય એ જરૂરી નથી, એ વાત કોઈને યાદ નહિ રહેતી હોય એટલે જ આવા અનુભવો મારા જેવીને થતા હશે. બાકી કોઈ બોલાવે નહિ તો ખબર જ કેમ પડે? ખેર, વળી એક મોટું શહેર, વળી મોટા સાહિત્યકારો સાથે મારી પણ બેઠક અને વળી એક ગોટાળો મારા નામે જમા થયો. 'સમયસર જ બોલવું ને પૂરું કરવું' એ નિયમ મને ખબર અને એના વિશેના હાસ્યલેખો પણ મેં વાંચેલા, એટલે મેં તો સામેની દીવાલે શોભતી ને કદાચ મને જ ગભરાવતી ઘડિયાળ પર નજર રાખીને લેખ વાંચવા માંડ્યો. એક મિનિટ પણ વધારે થશે તો મારું ખરાબ દેખાશેની બીકમાં મારી વાંચનની ઝડપ વધી ગઈ ને સરરરર... કરતાં સમય પહેલાં જ મેં લેખ પૂરો કરી દીધો! છેલ્લે જોકે મને ફ્રન્ટિયર મેલની ઉપાધિ મળેલી. એ દિવસે તો નક્કી જ થઈ ગયેલું, બસ આ જ મારું છેલ્લું પ્રવચન. હશે હવે, સમયને ગણકારવો નહિ એટલું તો શીખવા મળ્યું!

હજી મારી ખ્યાતિ બહુ પ્રસરી નહોતી (કે આ બહેનને બોલાવવા જેવાં નથી.) એટલે મને જુદાં જુદાં શહેરોમાં આમંત્રણ મળતું રહ્યું. વળી એક નવું શહેર અને મને બોલવાનું આમંત્રણ મળ્યું! નવાઈ એ વાતની હતી કે મારી ક્ષમતા જાણતી હોવા છતાં હજી બોલવાની પ્રૅક્ટિસ કરવા મળે એટલે જ કદાચ હું કોઈને ના કહેતી નહોતી. ખેર, એ જગ્યાએ મારે લેખો નહોતા વાંચવાના, ખરા અર્થમાં

જ મારા મનપસંદ વિષય ઉપર પ્રવચન આપવાનું હતું. મેં તો એક કાગળમાં થોડા લેખના મુદ્દા લખી લીધા. સ્કૂલમાં મુદ્દા પરથી વાર્તા લખતી એમ મને મુદ્દા પરથી મારા લેખ તો યાદ આવી જ જશે ને એ બોલી લઈશ એ વિશ્વાસે મેં સમયની ગણતરી કરી લીધી ને નિશ્ચિંત થઈને ગઈ.

ત્યાં જઈને જોયું તો લગભગ ૪૦૦/૫૦૦ લોકોથી હૉલ ભરેલો! બધા રિટાયર્ડ ઑફિસરો, શિક્ષકો ને પ્રોફેસરોથી માંડીને બધા એકદમ સજ્જ! મારી તો ત્યાં જ બોલતી બંધ થવા માંડેલી. આયોજકે મને જોઈ લીધેલી નહિ તો હું મેદાન છોડીને ભાગી જતે. ખેર, નિયમ મુજબ સ્વાગત ને બધું પત્યું પછી મને સ્ટેજ પર એકલી મૂકીને બધા પોતાની જગ્યાએ જઈ બેઠા. બે કે ચાર અજાણ્યા લોકો આગળ ક્યારેય બે શબ્દ પણ ન બોલનારી હું કઈ રીતે હિંમત ભેગી કરું? તોય જેમતેમ શરૂઆત તો કરી ને પેલી લાંબી કાપલી કાઢી. મુદ્દા પરથી બોલવા માંડ્યું તો પાંચ મિનિટમાં જ બધા મુદ્દા પૂરા! મારું ગળું સુકાઈને પાણીના પોકાર કરવા માંડ્યું, પણ જીભ તો તાળવે જઈ બેઠેલી! મગજમાં એકદમ શૂન્યાવકાશ છવાયો હોય એવું લાગતાં મેં આમતેમ નજર દોડાવી. હવે હું આગળ શું બોલીશ એના વિચારમાં સૌ ગંભીર. (ખરેખર તો જોનારાએ સમજી જ લેવું જોઈએ કે ઘરમાં તો આ કંઈ સ્ટેજ પર અથવા માઈકમાં નહીં બોલતી હોય, તેને ઘર જેવું વાતાવરણ આપો.) જોકે આયોજક તો અનુભવી તે તરત જ મારી હાલત પર દયા ખાઈને મારી બાજુમાં ખુરશી લઈને બેસી ગયા. નવાઈ એ વાતની કે તેમના બેસતાંની સાથે જ મેં બોલવા માંડ્યું અને મારું પ્રવચન પૂરું કર્યું. એ દિવસે ખાતરી થઈ ગઈ કે બસ, આ જ મારું અંતિમ પ્રવચન. (આમાં તો પાછું, ભૂખે બેભાન ન થાઉં એ બીકે આયોજકો તરફથી મને શરૂઆતમાં જ ચા-નાસ્તો પણ કરાવી દીધેલો!) પછીથી સ્ટેજ પર મને ઘણા લોકો મળવા પણ આવ્યા ને મજા પડી એમ કહ્યું ત્યારે તો મારાથી ખોટું ખોટું હસવા સિવાય બીજું કંઈ નહોતું થઈ શક્યું ('ના રે, શું કામ મજાક કરો છો? મને ખબર છે ને કેવી મજા આવી તે.' એવું મનમાં જ બોલેલીને પેલી કાપલી? એનો ડૂચો તો મેં હજી યાદગીરી રૂપે સાચવી રાખ્યો છે).

એ તો આવી વાતો છાપામાં નામ સહિત આવતી નહિ એટલે કોઈ ને કોઈ જગ્યાએ મને આમંત્રણ મળ્યા કરતું ખરું. એક વાર તો મારી નવાઈ વચ્ચે એક જગ્યાએ હાસ્યકવિ સંમેલનમાં મને સાથે લઈ જવાનું નક્કી થયું. મેં ના પણ પાડી કે મને 'કવિતાનો ક' પણ નથી આવડતો. તોય તે લોકોને મારા ઉપર એટલો વિશ્વાસ કે આ બહેન જેવું લખે

છે એવું જ બોલીને પણ હસાવશે! એ ગેરસમજમાં મને સાથે લઈ ગયા. હવે કવિ સંમેલન તો ખુલ્લા મેદાનમાં મોટા સ્ટેજ ઉપર હતું ને લોકો? ઓછામાં ઓછા ૪/૫ હજારની હકડેઠઠ મેદની! સ્ટેજ ઉપર મારી સાથે બીજા મિત્રો હોવાથી મને જરાય ડર નહોતો, પણ હોની કો કૌન ટાલ સકા હૈ? મારે બે લેખ વાંચવાના હતા, પણ વચ્ચે વચ્ચે કવિતાઓ મુકાય પછી. પહેલો લેખ વાંચવા માંડ્યો. એક પાનું ફેરવ્યું કે બીજું પાનું છૂટું પડીને હવામાં લહેરાતું નીચે બેઠેલા લોકો પાસે પહોંચ્યું! એક ભાઈએ ઝડપથી ઊભા થઈને પોતે વાંચવા માંડવાને બદલે એ પાનું મને પાછું આપ્યું. ત્યાં સુધીમાં તો મારાં ગાત્રો ઢીલાં પડી ચૂકેલાં. પછી શું વાંચ્યું એ મને યાદ નથી, પણ બીજો લેખ વાંચવાનો મારો વારો આવ્યો જ નહીં. નક્કી હવે તો એ જ અંતિમ પ્રવચન.

ખેર, આમ જ મારી લેખ-વાંચનયાત્રા એક શહેરથી બીજા શહેર ચાલુ રહી, દર વખતે અંતિમ પ્રવચનની નિરાશા કે ખાતરી સાથે. થોડા સમયમાં ફરી આશાનું કિરણ ઝબકતું અને ફરી એક ફોન અથવા પત્ર આવી જતો! ફરી હું તૈયાર થતી, આગલી બધી દુર્ઘટનાઓને યાદ કરતી, નક્કી કરતી કે આ વખતે તો કંઈ નહીં થવા દઉં. એમ જ એક વાર એક જાણીતી લાઇબ્રેરીમાં 'મને ગમતા પુસ્તક' ઉપર બોલવાનું આમંત્રણ મળ્યું. ત્યાં જવાની મારી વર્ષોની ઇચ્છાએ મેં હા જ કહી દીધી. ગમતું પુસ્તક અને સરસ તૈયારી હોવા છતાં જેવી બોલવાની શરૂઆત કરી કે મારી નજર ફરતી ફરતી સામે બેઠેલા એક ભાઈ ઉપર પડી. ખલાસ! તે ભાઈના ગંભીર ચહેરાને જોઈને હું હેબતાઈ ગઈ. આટલા જાણીતા હાસ્યના પુસ્તકની તેમના પર કોઈ અસર નહીં? મારું વાંચન એટલું ખરાબ છે? મારો મૂડ મરી ગયો, હું પણ ગંભીર થવા માંડી અને મન વગરનું વાંચન પૂરું કર્યું. તાળીની આશા નહોતી રાખી એટલે કદાચ બે-ચાર તાળી પડી હોય તોય સંભળાઈ નહોતી, ત્યારે તો ખાતરી જ થયેલી કે આ જ હવે મારું અંતિમ પ્રવચન. જોકે તોય શીખવા તો મળ્યું જ કે...

પ્રવચન કરતાં પહેલાં બોલવાની બરાબર તૈયારી કરીને જવું, બોલતી વખતે કોઈથી ગભરાવું નહિ, શ્રોતાઓમાં નજર ફેરવતાં રહેવું, ભલે તેમના ગમે તેવા હાવભાવ હોય, બને તેટલાં સ્વસ્થ રહેવું, વિષયને વળગી રહેવું વગેરે વગેરે. આટલાં વરસોમાં મળેલી આ બધી સલાહો ઉપર પાણી ફેરવીને, મેં કેટલાંય અંતિમ પ્રવચનો આપ્યાં છે! હજીય કોઈ બોલવા બોલાવે તો જઈશ ખરી અને બોલ્યા પછી જાતને પૂછીશ પણ ખરી કે 'ખરેખર, આ જ મારું અંતિમ પ્રવચન તો નહીં?'

❑❑❑




# ભાવસભર નૃત્યગુરુ બિરજુમહારાજ : એક શ્રદ્ધાંજલિ

૪-૨-૧૯૩૭ / ૧૭-૧-૨૦૨૨

☐ શ્રીલેખા રમેશ મહેતા

**સ**ત્યજિત રાયની યાદગાર હિન્દી ફિલ્મ 'શતરંજ કે ખિલાડી'નું એક મનમોહક દૃશ્ય. નવાબ વાજિદ અલી શાહના દરબારમાં એક ખૂબસૂરત નૃત્યાંગનાની 'કાન્હા મૈં તોસે હારી...' એ ઠૂમરી પર નૃત્યની પેશકશ. એ ઠૂમરીનું ગાયન એટલું તો મધુર અને ભાવપૂર્ણ કે આખો માહોલ પ્રેક્ષકને જાણે સૂર અને તાલના કોઈ રમ્ય પ્રદેશની ઝાંખી કરાવી ગયું.

વાજિદ અલી શાહની ભૂમિકા અદા કરનાર હતા અમજદ ખાન, નૃત્યાંગના શાશ્વતી સેન અને એ અવિસ્મરણીય ઠૂમરીના ગાયક હતા પંડિત બિરજુમહારાજ.

'રીલ'થી 'રિયલ લાઇફ'માં આનો અનોખો સંદર્ભ છે. નવાબ વાજિદ અલી શાહના દરબારના રાજનર્તક હતા વિખ્યાત લખનઉ ઘરાનાના ઠાકુરપ્રસાદ, બિરજુમહારાજના પરદાદા. ઠૂમરીના રચયિતા હતા બિરજુમહારાજના પિતા અચ્છન મહારાજ. આમ પેઢી દરપેઢી ચાલતી આવતી નૃત્ય અને સંગીતની પરંપરા.

બંગાલ મ્યુઝિકલ કૉન્ફરન્સ કલકત્તા. પ્રેક્ષકોથી ખીચોખીચ ભરાયેલો હૉલ તાળીઓના ગડગડાટથી ગુંજી ઊઠ્યો. કેન્દ્રસ્થાને હતો એક સાત વર્ષનો બાળક. નામ હતું બ્રિજમોહન મિશ્ર. પિતાનું નામ જગન્નાથ મિશ્ર, હુલામણું નામ અચ્છનમહારાજ. કહેવાય છે કે તેઓ સ્વભાવના એટલા સારા હતા કે તેમનું નામ પડ્યું અચ્છેમહારાજ, અપભ્રંશ થઈને લોકજીભે ચડ્યું અચ્છનમહારાજ.

અચ્છનમહારાજના પિતા કાલિકાપ્રસાદ. તેમનાં ત્રણ સંતાન અચ્છનમહારાજ, લચ્છુમહારાજ અને શંભુમહારાજ. ભાઈ બિન્દાદીનમહારાજ, બન્ને ભાઈઓના સંયુક્ત નામે થઈ કાલકા-બિન્દાદીન ઘરાનાની સ્થાપના. કથક શૈલીની નૃત્યકલા મહેફિલો, બેઠક, રાજદરબાર પૂરતી જ મર્યાદિત હતી. એને રંગમંચ પર લાવવાનું મહત્ત કાર્ય આ બંધુ-બેલડીએ કર્યું.

બિરજુમહારાજના ‘ગંડાબંધન'ની વાત બહુ જ રસપ્રદ છે. સર્વવિદિત જ છે કે ગુરુશિષ્ય પરંપરામાં ખાસ કરીને હિન્દુસ્તાની સંગીતપદ્ધતિમાં ગુરુ જ્યારે કોઈનો શિષ્યરૂપે સ્વીકાર કરે છે ત્યારે તેને ગંડો બાંધે છે. પરંપરાગત ચાલતી આવેલી આ પ્રથાને ગંડાબંધન કહે છે. મહારાજ જ્યારે લગભગ છ-સાડાછ વર્ષના હતા, તેમનાં માતા અમ્માજીમહારાજે અચ્છનમહારાજને બિરજુને ગંડો બાંધવાની વિનંતી કરી. અચ્છનમહારાજ એ માટે રાજી ન હતા. તેમણે કહ્યું, ‘શું ઉતાવળ છે? જરા મોટો થવા દે.’ પણ અમ્માજીમહારાજ અડગ હતાં. તેમણે તો હઠ પકડી એટલે અચ્છનમહારાજે શરત મૂકી કે જો બિરજુ પોતાની કમાણીમાંથી મને ‘ગુરુદક્ષિણા’ આપવાનો હોય તો હું તેને ગંડો જરૂર બાંધીશ. હવે આટલા નાના બિરજુ પાસે પોતાની કમાઈ ક્યાંથી હોય! પણ જ્યારે-જ્યારે નાનો બિરજુ નૃત્ય કરતો ત્યારે લોકો ખુશ થઈ જતા. કોઈ એને તેડી લેતા અને બે-પાંચ રૂપિયા તેને બક્ષિસ રૂપે આપતા. કોઈ તેને ખોળામાં બેસાડી લાડ કરતા અને નાનીમોટી રકમ તેના હાથમાં મૂકતા. મહોલ્લામાં પણ તેના મધમીઠા ગળાના ઘણા ચાહક હતા અને તેની પાસે ગમે તે બહાને ફિલ્મનું એકાદ ગીત ગવડાવતા અને કાંઈ ને કાંઈ ઇનામ આપતા. આ બધી પૂંજી અમ્માજી સાચવી રાખતાં. આમ રૂપિયા ૫૦૦/-ની રકમ જમા થઈ અને એ આપીને ગંડાબંધનનો પ્રસંગ પાર પડ્યો, પણ ફરી એક શરત સાથે કે આમાંથી એક પણ પૈસો માતા કે એના પુત્રને નહીં મળે.

પણ ઈશ્વર ઇચ્છા બલિયસી. પુત્ર હજી નવ વર્ષનો થાય ત્યાં જ અચ્છનમહારાજે આ દુનિયામાંથી વિદાય લીધી. નૃત્યનું શિક્ષણ અધૂરું રહ્યું. અમ્માજીમહારાજે બિરજુની આંખમાં અચ્છનમહારાજની છબી જોઈ હતી. પિતાએ પુત્ર માટે જોયેલાં સપનાં પૂરાં કરવાની ક્ષમતા તેમણે પારખી હતી. પતિ જ્યારે શીખવતા ત્યારે તે જોઈ સાંભળીને તેઓ ઘણું શીખ્યા હતા. તેમણે પુત્રને તાલીમ આપવાનું શરૂ કર્યું. દરમિયાન બન્ને કાકાઓએ લચ્છુમહારાજ અને શંભુમહારાજે ભત્રીજાને પાંખમાં લીધો અને તેની તાલીમ પૂરી કરવાનું દાયિત્વ સ્વીકાર્યું. તેમની કળાનો વારસ બનાવ્યો. આમ બિરજુ, બ્રિજમોહન મિશ્ર અગ્રેસર



પં. બિરજુમહારાજ અને કુમુદિની લાખિયા, ૧૯૮૮

થયો પોતાની કળાથી જગ જીતવા, લોકોનાં મન જીતવા.

નાનકડો બિરજુ, બ્રિજમોહન મિશ્રથી પંડિત બિરજુમહારાજ અને પછી મહારાજના હુલામણા નામે ઓળખાવા લાગ્યો, પણ આ યાત્રા સહેલી ન હતી. ઈશ્વરી પ્રસાદથી માંડીને સાત પેઢીનો લાંબો ઇતિહાસ, એક મહાન નર્તનકલાના વારસાને સાચવવાનો હતો. એની પ્રતિષ્ઠા જાળવવાની હતી, એને આગળ ધપાવવાની હતી. કામ અઘરું હતું, તપસ્યા અને અનુશીલન માગી લે એવું હતું, પણ સાથે હતા સખા કૃષ્ણ. તેની ઉપાસના અને ભક્તિએ બળ આપ્યું. સફળતાનાં ઉચ્ચતમ શિખરો સર કરવાનું શક્ય બન્યું.

પ્રભુએ મોહક વ્યક્તિત્વ આપ્યું હતું. સંપર્કમાં આવનારને આંજી નાખે, તેની પર કામણ કરે એવું વ્યક્તિત્વ. મૃદુભાષી, આંખમાં ટીખળ, બાળક જેવું સ્મિત. લખનવી અંદાજ અને તહેજીબ. કથકના અઠંગ ઉપાસક અને એ કળાના સ્વામી. બહુમુખી પ્રતિભાના ધની. તાલ અને લય પર ગજબનું પ્રભુત્વ. તબલાં,

મૃદંગ, પખવાજ વગાડવામાં માહેર. સરોદ પણ વગાડે અને વાંસળી પણ. હાર્મોનિયમ વગાડે અને નાળ પણ. એટલું જ નહીં, ચિત્રકલા પણ તેમને વરી હતી અને સાથોસાથ લેખની પણ. ફક્ત નૃત્ય જ નહીં તેઓ સંગીતરચના પણ કરી શકતા. તેમની સ્વરચિત કવિતાઓને તેમણે પોતે જ સ્વરબદ્ધ કરી છે. વળી ઠૂમરી, ગઝલ, ભજન વગેરે ગાવામાં ઘણા ઓછા કલાકારો તેમની બરોબરી કરી શકતા. આવી બહુમુખી પ્રતિભા ક્યાં સુધી છાની રહી શકે? સાથોસાથે યંત્રો સાથેની અજબ દોસ્તી.

કપિલા વાત્સ્યાયનના કહેવાથી અમ્માજી તેમને ચૌદમે વર્ષે દિલ્હી લઈ આવ્યાં. ભારતીય કલા કેન્દ્રમાં જોડાયા. ૧૯૬૪માં જ્યારે કથક કેન્દ્રની સ્થાપના થઈ ત્યારથી કેન્દ્રમાં એમનું અમૂલ્ય યોગદાન રહ્યું. કથક કેન્દ્રમાં તેમની પાસે શીખેલાં પાર્વતી દત્ત, ઔરંગાબાદમાં મહાગામી નૃત્ય ગુરુકુલનાં સર્વેસર્વા, મહારાજજી સાથેનાં સ્મરણો વાગોળતાં કહે છે :

'મને બાળપણથી જ મહારાજજી પાસે નૃત્ય શીખવાની પ્રબળ ઇચ્છા હતી અને જ્યારે કથક કેન્દ્રમાં જોડાવાનો મોકો મળ્યો, મારા જીવનની એ ધન્ય પળ હતી. મહારાજજીના સાંનિધ્યમાં ફક્ત નૃત્ય જ નહીં, પણ જીવન તરફ જોવાનો નવો દૃષ્ટિકોણ મળ્યો. તેમને કશુંયે 'Loud' (ઘોંઘાટિયું કે અશિષ્ટ) ગમે નહીં. Loud music કે Loud dance. ન ગમે કોઈ 'Gimmickry' (ચાલાકીભરી યુક્તિ). તે શીખવાડતા Poetic and leisurely unfolding of taal and movement in a very graceful manner (અત્યંત લાલિત્યપૂર્ણ રીતે તાલ અને નૃત્યનું કાવ્યશાસ્ત્ર અને એનું નિરાંતવું ઊઘડવું). તેમને સ્ફુરણા મળતી કુદરતના સૌંદર્યમાંથી પછી તે પર્ણોનું પવનની લહેરખીમાં થતું નર્તન હોય કે ખળખળ વહેતું ઝરણું હોય અને આ જ તેમના નૃત્યની વિશેષતા છે. અહીં જ તેમનું પ્રસ્તુતીકરણ બીજા કથક નૃત્યકારોથી અલગ તરી આવે છે.

વળી તેમની શીખવવાની રીત પણ સાવ જુદી હતી, એમાં સિનિયર કે જુનિયર એવો કોઈ ભેદભાવ નહોતો. તેમનું ઉદારચિત્ત માનસ અમને પ્રયોગશીલ રહેવા પ્રેરતાં. નૃત્યની બીજી શાખાઓ તરફ તે માનથી જોતા. ઓડિસી નૃત્યના ગુરુ કેલુચરણ મહાપાત્ર સાથેની તેમની કળામય ભાગીદારી તો સર્વવિદિત છે. આ સંદર્ભમાં તેમના ચેન્નઈના કાર્યક્રમનો ઉલ્લેખ કરવો મને ગમશે. ઘણાં વર્ષો પહેલાંની આ વાત છે. ચેન્નઈની એક કૉન્ફરન્સમાં તેમનો કાર્યક્રમ હતો. કોઈક કારણસર તેમનો ગાયક ગેરહાજર હતો. આવા સંજોગોમાં કાર્યક્રમ કરવો એ લગભગ અશક્ય જ હતું, પણ બિરજુમહારાજ

બિલકુલ વિચલિત ન થયા. તેમણે બાલા સરસ્વતીને વિનંતી કરી કે તમે ગાઓ અને કલાકારની મહાનતા કે બાલા સરસ્વતીએ 'તિલ્લાના' ગાયો અને એના પર મહારાજે નૃત્ય કર્યું. કર્ણાટક શૈલી અને હિન્દુસ્તાની શૈલીનો કેવો સુભગ સંગમ!



તેમના શિષ્યોને સર્વાંગી વિકાસ કરવાની તકો આપતા. જો કોઈ નૃત્યક્ષેત્રે સારું કામ કરતા હોય તો એ તરફ તેમની બારીક નજર રહેતી. તેમની એક ખાસિયત હતી કે જ્યારે પણ તેમની સાથે અમે નૃત્ય કરતાં તો તેમના માનધનમાં અમારો પણ ભાગ રહેતો. શિષ્યોને એ રીતે પગભર થવાની સહુલિયત આપવાનો કેવો ઉચ્ચ આદર્શ! હું પણ તેમના આ આદર્શને વળગી રહી છું. તેમની વિનમ્રતાનાં તો કેટલાંય ઉદાહરણો છે દા. ત. એકવાર તે મુંબઈ કાર્યક્રમ આપવા આવેલા, ત્યાંથી પોતાની મેળે ટિકિટ કરાવીને તેઓ ઔરંગાબાદ આવ્યા. મેં મારા શિષ્યોને તેમની રચનાઓ તેમની સમક્ષ રજૂ કરવાનું કહ્યું. મહારાજજી કહે, 'નહીં, તુમને ક્યા કિયા હૈ વો બતાઓ.' સંજોગોવશાત્ તે જ દિવસે અમારો તબલચી ગેરહાજર. મહારાજજી કહે, 'તુમ કરો, મૈં બજાતા હું.' આમ પોતાના શિષ્યની નૃત્યરચના જેનું સાદરીકરણ વર્ગમાં ભણતા શિષ્યો કરતા હોય અને એ માટે આવા મહાન કલાકાર તબલાંની સંગતી કરે એ વિરલ

પ્રસંગ કહેવાય.

તેમની ઘણી સમૂહ નૃત્યરચનાઓ પુરાણ આધારિત હતી, પણ તેઓએ અમૂર્ત વિષય લઈને આધુનિક નૃત્ય રચનાઓ કરી. એનું એક રસપ્રદ ઉદાહરણ...

કથક કેન્દ્રના નિદેશક નિવૃત્ત થયા. બીજા નિદેશકની નિમણૂક થઈ ન હતી, એટલે એ કાર્યભાર તેમને સોંપવામાં આવ્યો. એક કલાકાર ઑફિસના કામથી સાવ અજાણ, ફાઈલોની એક ટેબલથી બીજા ટેબલ પર થતી આવનજાવન, દિવસમાં કેટલીય વાર સહીઓ માટે આવતા કાગળો, પરિપત્રો. પહેલા તો તેમને લાગ્યું કે આ બહાને મારાથી કેન્દ્રની સેવા થઈ શકશે, પણ અગણિત મિટિંગ્સ અને ફાઈલોનું એક જ ટેબલ પર પડી રહેવું, કામને આગળ વધવામાં આવતી મુશ્કેલીઓ, એ બધું જોઈને નૈરાશ્ય આવતું, પણ તેમની રમૂજવૃત્તિ સદાય તેમની સાથે રહેતી અને એથી એક સાવ નવા પ્રકારના નૃત્યની રચના થઈ 'ફાઈલગાથા' અને નૃત્ય દ્વારા ફાઈલોની એ વાતો તાલબદ્ધ થઈ, મંચસ્થ થઈ.

કથક કેન્દ્રમાં અમારા વર્ગની ડાબી બાજુએ બધાં વાજિંત્રો રહેતાં. વર્ગ પૂરો થાય પછી કોઈ એક વાંજિત્ર લઈને વગાડે અને અમે બધાં મંત્રમુગ્ધ થઈ સાંભળીએ. વખત જતાં અમે તેમનો મૂડ ઓળખવા માંડ્યા. તેઓ જ્યારે અમારાથી નારાજ હોય કે મૂડમાં ન હોય ત્યારે સરોદ લઈને બેસે. આંખ ઊંચી કરીને કોઈ તરફ જુએ નહીં, જ્યારે ખૂબ ખુશ હોય ત્યારે હાર્મોનિયમ લઈને ગાય કે પછી નાલ વગાડે. જ્યારે પોતાના વિચારોમાં ખોવાયેલા હોય ત્યારે મધુર સ્વરમાં વાજિંત્ર વગાડતા હોય. અલબત્ત, આ અમારી ધારણાઓ હતી.

દુઃખ એક જ વાતનું છે કે ૬૦ વર્ષે કથક કેન્દ્રમાંથી આટલા મહાન કલાકારને જેણે પોતાની કલાથી ભારતનું નામ દેશ-વિદેશમાં રોશન કર્યું તેને સામાન્ય શિક્ષકની જેમ રિટાયર્ડ કરવામાં આવ્યા. તેમણે એ બદલ કોઈ પ્રતિક્રિયા ન આપી. અમને કહ્યું, 'મારો સામાન ભેગો કરી ગાડીમાં મૂકી દો.' પછી સ્થાપના થઈ કલાશ્રમની, પણ જગ્યા માટે વીસ વર્ષ લાંબો ખટલો લડવો પડ્યો. ૮૦ વર્ષની વયે તેમની તરફેણમાં ચુકાદો આવ્યો. વિધિની એ કેવી વિડંબના!

તેમનાં બીજાં એક શિષ્યા શીલા મહેતા. મહારાજજીના વ્યક્તિત્વનું આધ્યાત્મિક પાસું આપણી સમક્ષ ઉજાગર કરે છે. તમે મહારાજજી જોડે વાત કરતાં હો ત્યારે તમને લાગે કે એ વાત તો તમારી જોડે કરે છે, પણ તે કોઈ બીજી જ દુનિયામાં છે. કથકની દુનિયામાં, કથકના વિશ્વમાં. તેઓ કહેતા કે 'પ્રેમ કરો. ખૂબ પ્રેમ કરો. ખૂબ રિયાજ કરો. સમસ્ત શરીરમેં કથક કો

દેખો. કથક કો સિર્ફ દેખના નહીં હૈ, સૂનના ભી હૈ. શાસ્ત્રીય નૃત્યમાં પણ ભાવ આવવો જોઈએ.' મહારાજજીની આંગળીઓમાંથી અમી ઝરતું. તે બધું એકદમ સરળ કરી શીખવતા. એમાં પાંડિત્યનો ભાર ના વરતાતો. તેઓ એક વિચાર આપતા. રૂપથી અરૂપ તરફ લઈ જવાનો કીમિયો તેમની પાસે હતો. સ્વરના અને તાલના જાદુગર તો તેઓ હતા જ, પણ સાથોસાથ તેઓ ભાવસમ્રાટ હતા. પ્રેક્ષકોને આધ્યાત્મિક ઊંચાઈએ લઈ જવાની અદ્ભુત ક્ષમતા તેમનામાં હતી. તેઓ બધું સરળ કરી સમજાવતા, સોંસરવું ઊતરી જાય એવું, પણ સરળ એટલે છીછરું નહીં. ઊંડે જવાનું કહેતા, ગૂઢ અર્થ શોધવાનું કહેતા. અહંને ઓગાળી નાખવાનું સમજાવતા. સાચા અર્થમાં ફિલૉસૉફર હતા. દેખાડાને નહીં, સમર્પણને મહત્ત્વ આપતા.

કથકના મૂળ આયામો જેવા કે પરન, ચક્કરને તેમણે બહુ પ્રાધાન્ય ન આપ્યું. કહેતા કે લોકોની વાહ વાહ મેળવવા નાનો હતો ત્યારે ૨૧ ચક્કરો મેં પણ લીધાં છે, પણ એમાં કૃષ્ણ ક્યાં? તેમના નાવીન્યપૂર્ણ નૃત્યપ્રયોગોમાં તેમણે ફક્ત તિહાઈને કેન્દ્રમાં રાખી રચનાત્મક કાર્ય કર્યું. વળી પંડિતો માટે રચના થઈ. 'ગિનતી'ની. આમ સમતુલનની અદ્ભુત સમજ તેમનામાં હતી.

મહારાજજી માટે શૂન્ય તેમનો કૅન્વાસ હતો, જેમાં તે તેમના નર્તનથી ચિત્ર દોરતા. પોતાના ભાવથી એમાં રંગ ભરતા. લાલિત્યપૂર્ણ અને લાસ્યપ્રધાન નૃત્ય એ તેમનો પરિચય હતો. કુમુદિનીબહેન લાખિયા અને મહારાજજી બન્ને શંભુમહારાજ પાસે શીખ્યાં. બન્ને પ્રાયોગિક ક્ષેત્રે અગ્રસર. તેમના પ્રસ્તુતીકરણમાં વિષયોની વિવિધતા. જિંદગીના રોજબરોજના પ્રસંગોને આવરી લેતાં કરેલી નૃત્યરચનાઓ તેમના પ્રયોગોનું વૈશિષ્ટ્ય. 'રતિ કામદેવ' એ નૃત્યનાટિકામાં તે બન્નેએ કરેલું યુગલ નૃત્ય ખૂબ લોકપ્રિયતા પામ્યું હતું.

ગુરુના ગુણધર્મોને સાર્થક કરતાં અજ્ઞાનના અંધકારને નષ્ટ કરીને જ્ઞાનરૂપી અંજન આંજીને એક નવા ચક્ષુને ખોલવાનું, એક નવી દૃષ્ટિ આપવાનું કાર્ય તેમણે કર્યું. અનેક ઍવૉર્ડોથી સન્માનિત, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ખિતાબોથી વિભૂષિત એવા દેશના લાડીલા નૃત્યકાર પંડિત બિરજુમહારાજે કુટુંબીજનો અને શિષ્યગણ સાથે અંતાક્ષરી રમતાં-રમતાં અંતરીક્ષની યાત્રા આરંભી. મંત્રોચ્ચારને બદલે શિષ્યસમુદાયે 'તાલોચ્ચાર' સાથે આપ્યો અગ્નિદાહ. પાછળ મૂકી ગયા ત્રણ દીકરી અને બે દીકરા, તેમનો બહોળો પરિવાર અને દેશવિદેશમાં કાર્યરત તેમનું કાર્ય આગળ ધપાવવા કટિબદ્ધ શિષ્યગણ. મહારાજજી તુમ્હે સલામ!

❑❑❑



# શબીના શેખની અમ્મી

□ પન્ના ત્રિવેદી

**કા**ગળ હાથમાં લેતાં જ શ્વેતા પરસેવો-પરસેવો થઈ ગઈ. પગમાં ઝીણી-ઝીણી ધ્રુજારી થવા લાગી. લાગ્યું કે પગતળેની જમીન જ કંપી રહી છે.

તેણે પોતાની જાતને ખુરશીમાં ફંગોળી. એ સાથે જ હાથનું કાગળિયું ટેબલ પર ફેંકાઈ ગયું. આંખ સામે ફર-ફર થતા કાગળના અક્ષરો આઘાપાછા થતા હતા, કેસ નંબર ચાર. શબીના શેખ.

શ્વેતાની આંખો 'શ' પર ચોંટી ગઈ. ઓરડાના એક-એક ખૂણેથી 'શશશશ...'ની સિસોટીઓ સંભળાવા લાગી. તેના હાથે કાન દાબી દીધા, પણ આંખો ચૂપ ના રહી. સામે દેખાવા માંડ્યું - ફાલસા રંગની લિપસ્ટિક રંગેલા ભરાવદાર હોઠ પર મેંદી રંગેલાં ટેરવાંવાળી એક લાંબી-પાતળી આંગળી કહેતી હતી – 'શશશશશ...'

બેઠાં-બેઠાં જ તે તમતમી ઊઠી.

ટેબલ પર મૂકેલો પાણીનો ગ્લાસ હાથમાં લીધો. ગ્લાસ પારદર્શક હતો અને પાણી પણ મિનરલ હતું, છતાંય તેને એમાં કશુંક તરતું દેખાયું. પાણી પીધા વિના જ ગ્લાસ નીચે મુકાઈ ગયો. શ્વેતાને પાણીમાં લાલ રંગ ભળતો દેખાયો. ભીતર ગભરામણ થવા લાગી. હાથની કંપતી આંગળીઓ અનાયાસે પેપર વેઇટ સાથે રમવા લાગી. માથું ધમધમવા લાગ્યું.

તે ધ્રૂજી ઊઠી. જૂના દિવસો તેની આંખ સામે ઊઘડવા લાગ્યા - એ દિવસે શબીનાના કાકાના હાથમાં આવો જ એક વજનદાર પથ્થર હતો. કેટલી ના પાડેલી મમ્મીએ, એ સોસાયટીમાં ઘર નથી લેવું. પાછળનો મહોલ્લો એ લોકોનો છે. કંઈ પણ ફેલાવવાનું હોય, એ લોકો એમાં અવ્વલ! પછી એ અફવા હોય, ધરમ હોય, જેહાદ હોય કે તેમની આબાદી. ફેલાવતા વાર નથી લાગતી તે લોકોને. તમને ખબરેય ના પડે પણ ધીમે-ધીમે કરીને ચોતરફથી ઘેરો કરી લેતા હોય છે, યાદ કરોને આપણી જ બજાર. હતી, એકેય મુસલમાનની દુકાન? છે ને અત્યારે આખી લાઇન એ લોકોની. એક હિંદુની દુકાન બચી હોય તો બતાવો મને. ઘેર બે ટંક ખાવા છો ના બચે પૈસો પાણીની જેમ નાખી દે. એક હિંદુની દુકાન વેચવાની હોય તો લાખ બે લાખ વધારે આપીને પણ ગમે એ કરીને લઈ લેશે તે લોકો અને પછી પાડશે તેમની દુકાનોની પંગત. ચાચાજાન, ખાલાજાન, ફૂફીજાન ભાઈજાન... ભગવાન જાણે કેટલીય જાનોના નામે...ના હોં! ભૈ શા'બ! આપણે આપણો જાન જોખમમાં નથી નાખવો.

પણ ચારેબાજુ ખુલ્લી જગ્યાવાળું ડુપ્લેક્સ જોતાં જ મમ્મીનો મત એકલવાયો થઈ ગયો. નવા ઘરનો કેવો ઉમંગ હતો! મમ્મી કચવાતાં મને સામાન બાંધતી હતી ત્યારે જોકે પપ્પાએ તેનું મન હળવું કરી નાખેલું: 'એ લોકો ને આપણે લોકો... એવી માનસિકતા જ ખોટી તારી. એ બધુંય ગયું હવે. ભણેલા લોકો સમજી ગયા છે, રમખાણોમાં કોઈનો ભલીવાર નથી, હિંદુ હોય કે મુસલમાન. સાંજ પડ્યે રોટી તો બંને કોમને પેટમાં નાખવા જોઈએ છે. પહેલાં જેવું નથી હવે, અભણમાં અભણ માણસો પણ હવે નેતાઓના રાજકારણ ને તેમની રમતો પર વાત માંડતા થઈ ગયા છે ને તેમની ચાલબાજી સમજતાય. તું જ કહે, આટલી જગ્યાવાળું ઘર મળવાનું છે આ શહેરમાં તને? એય પાછું આપણા બજેટમાં! અને તોય ધારો કે તને એવું લાગે તો થોડાં વર્ષમાં મકાન કાઢી નાખીશું બસ?'

પણ નસીબ જ એવું! કોણ જાણે કયા ચોઘડિયામાં મમ્મીના પેલા શબ્દો બોલાયેલા હશે એ સાચા પડી ગયા. બોલાચાલીની શરૂઆત તો છોકરાઓ-છોકરાઓ વચ્ચે ભારત-પાકિસ્તાન ક્રિકેટ

મૅચથી થયેલી. ભારતના સુરમાઓએ પાકિસ્તાનને ભોંય ભેગું કરેલું. વિજયના ઉન્માદમાં ગલીએ-ગલીએ ફટાકડા ફૂટતા હતા. એક લાંબી સેર તે લોકોના મહોલ્લાના નાકા લગી ગયેલી. ખલાસ! પછીના દિવસોમાં મોટા અવાજે બજતા મસ્જિદના લાઉડસ્પીકરની હરીફાઈમાં અનુપ જલોટાનાં ભજન ઉતારવામાં આવ્યાં, ઘંટારાવ તીવ્ર કરવામાં આવ્યો... નાનાંમોટાં છમકલાં થવા માંડેલાં. એ પછી મંદિર પાછળની દીવાલ પર અલ્લાહો અકબર લખાયું ત્યારે કેસરિયા ઝંડા અને લીલા ઝંડા વચ્ચે ભયંકર રમખાણ ચાલુ થઈ ગયેલાં. 'અલ્લાહો અકબર... ઇંશા અલ્લા....', 'હર હર મહાદેવ...', 'જયશ્રી રામ....' કૉલેજથી ઘેર પાછો ફરતો નાનો ભાઈ રામ અને અલ્લાહ વચ્ચે ઘેરાઈ ગયેલો. આવતી-જતી રિક્ષાઓ પર કાચની બૉટલો ફેંકાતી હતી. ફેરી કરી પેટિયું રળતા બે મજૂરોની લારીઓ સળગાવી નાખી. સ્ટ્રીટલાઇટો ફૂટવા માંડી. હાથ લાગ્યું એ હૉકી, લાઠી, દંડો, છરો, ખંજર... હાથ આવ્યો તે... મારો... કાપો... પતાવો... હો-હા ખચ્ચ....ભચ્ચ...

એ દિવસે શબીનાનો કાકો પણ એક ટોળું જ બની ગયેલો. ઝનૂન સવાર હતું માથે. એક મોટો અણીદાર પથ્થર લીધો અને બમણા ઝનૂનથી ફેંકી દીધો... ને ત્યાં જ કોઈકે ખચ્ચચચ કરતો છરો... કે ભાઈ ત્યાં જ... મરતી વખતે તેની આંખો કશુંક કહેવા માગતી હતી અને લોહીવાળો હાથ ક્ષણિક હવામાં ઊંચકાયો અને પડી ગયો.

પછીથી નામ બહાર આવેલું, સુલેમાન, શબીનાનો કાકો. પાછલા મહોલ્લાનો માણસ. એક જુવાનજોધ છોકરાના મોતથી રૂંવાડુંય ના ફરક્યું તેનું! ઊલટો કેટલો લૂલો બચાવ : 'તેના પર નહોતો ફેંક્યો, તે જ વચ્ચે આવી ગયો... ને છરો મેં નો'તો માર્યો. એ પડ્યો કે કોઈકે...'

એ દિવસથી રાતો થથરી ઊઠી. બંને મહોલ્લાઓની રાતો જાગવા લાગી. એક અદૃશ્ય આગથી સળગતી પુરુષ આંખો ચોકીપહેરો કરવા લાગી. છતોના ખૂણાઓ લાલ મરચાંની ભૂકીઓ, તેજાબના બાટલા, ડંડા અને ઈંટોથી ભરાવા લાગ્યા. ઓટલાઓ પર આક્રોશ થૂંકાવા લાગ્યો. એક નંબરના બંગલામાં રહેતાં ગાયનેકોલૉજિસ્ટ સુલેખાબહેનને હાથ લાંબા કરી-કરીને મધુબાએ તો સંભળાવ્યુંય ખરું : 'કરો ને હજી તેમની નૈડીઓની ડિલિવરીઓ... કસાઈઓ જ પેદા કરાવાના ને તમે! તેમને તો હું... બૈરાં તો જોણે કે ખેતી! બચ્ચાં જણવા હારું જ જનમ લીધો છે જોણે... હવે ભોન પડ્યું ને? આ જો... ગળી ગયો ને રાખસ, આપણા છોકરાને. બકરો નહીં તો છોકરો, લઈ લીધો બલિ મૂઆઓએ. તેના આ બલિદાનનું કયું સમારક બંધાવાનું, ને એવાને પેદા

કરાવીને દાક્તરના નામે તનેય કયો સરપાવ મળી જવાનો? રાત અડધી રાત નથી જોઈ તેં, દરદમાંથી છુટકારો અલાવવામાં. પણ લે જોઈ લે હવે...લે!'

અને તરત રાતીચોળ આંખો શ્વેતા ભણી ફરી : 'તું હો એ જ ભણે છે ને? પણ તું દાક્તરી ભણીને કસાઈઓ પેદા ના થવા દેતી. અમથા ભગવોન નથી કે'તા દાક્તરોને કંઈ... જલમ આલી શકે તો સંસારનો નાશ હો કરી જોણે... છુટકારો.... હમજી ને?'

શ્વેતા શું સમજે એ જ ન સમજાયું તેને. ન તો તેના કુટુંબને કશું સમજાયું. સમજાયું તો બસ એટલું જ કે બસ હવે આ ઘરની આ એક જ છોકરી છે ને બચી ગયેલી છોકરીને બચાવી રાખવાની છે, બસ.

તંગ માહોલમાંથી નીકળી જવું પડ્યું, નિરાંતે શ્વાસ લઈ જીવી શકાય.

શ્વેતાએ બંધ બારી ખોલી નાખી. ઠંડી હવાની એક લહેરખી આવી. '... પણ તેણે પથ્થર જાણીબૂજીને થોડો જ માર્યો હતો! બાપડો હાંફળોફાંફળો હડફેટે આવી ગયો હશે અચાનક... ઉપરવાળાને ત્યાં એક-એક શ્વાસનો હિસાબ હોય. એટલા જ શ્વાસ લખાઈને આવ્યો હશે. માણસો ને અકસ્માતો તો નિમિત્ત... એટલો જ સાથ હશે તેનો આપણી સંગાથે બેટા.' તેને દાદીનાં વાક્યો યાદ આવ્યાં. તેના મને વળતી દલીલ કરી : 'પણ ધારો કે એ દિવસે ભાઈ ના હોત તોય તેના નિશાના પર કોઈ હિંદુ જ હોત ને !' શ્વેતાની ભીતર એક વંટોળ ઊઠ્યું.

કાગળ પર લખેલું પેલું નામ હવામાં તરવા લાગ્યું – શબીના શેખ.

રૂપેરી જરીની કિનારવાળા લીલા રંગના સલવાર-કમીઝ, ડાયમંડવાળા મોટાં-મોટાં ઝુમ્મર, લાંબી-પાતળી ડોકમાં દિલ આકારના પેન્ડલ પર K લખેલી સોનાની ચેન, મેંદી રંગેલા હાથ, નખ પર લાલ ચટ્ટક નેઇલ પૉલિશવાળી શબીના શેખ.

આંખો નચાવતી ઊભેલી આંખ સામે : 'હા છે, એક વાર નહીં ને હજાર વાર... બોલ હવે કંઈ? ખબર છે શાદીશુદા છે. તોય કોઈ ફર્ક નથી પડવાનો જા. ખુદાકસમ, મને તો ખબર પણ ના હતી કે...'

'પહેલા મારો ભાઈ ને હવે ધણી... રાખસના કુળની... હાથમાં સિઝર હોત તો અત્યારે તારી આ આંખો જ ફોડી નાખી હોત મેં, જેના પર તને આટલું ગુમાન છે. ડૉક્ટરનો તો ધંધો જ હમદર્દીનો. સહાનુભૂતિના બે બોલ શું કહ્યા કે શુંનું શુંય સમજી બેઠી તું? પેશન્ટ થઈને... છી... ભાન પણ છે તારા આ કાંડના પરિણામની? તારા ઘરનાને, સમાજને ખબર પડશે તો ચીરી નાખશે ઊભી-ઊભી... રમત વાત છે આ? મૌલવીઓ... ફતવાઓ...લવજેહાદ....'

ભૂખરી આંખો પરની ધનુષાકાર

ભ્રમર નચાવતી ખડખડાટ હસતી તે બોલી, 'ખુદાકસમ દર્દી જ છું ને તેની... હાયે... હમદર્દી ને પ્યારમાં ખબર ના પડે મને? તમારા શોહરને જ પૂછી લેજો ને કે પહેલ કોણે કરેલી તે? શશશશશશ.....' લિપસ્ટિક કરેલા હોઠ પર મેંદીવાળાં ટેરવાંવાળી આંગળી મૂકી ચૂપ રહેવાનો ઇશારો કરતી તે બોલેલી.

તો... કશ્યપે છેતરી? પણ આ છોકરીને એટલી તો ખબર હોવી જોઈએ ને કે તે તેની સાથે નિકાહ નથી પઢવાનો! સમય પસાર કરવા માટે મારું જ ઘર મળ્યું તેને? કોણ જાણે કેટલી વાર કશ્યપનો હાથ પકડીને ચાલી હશે કોઈ સમુદ્રકિનારે... રેતીનું ઘર બનાવ્યું હશે... થિયેટરની બાલ્કનીના અંધારા ખૂણામાં હાથ પકડ્યો હશે. એ જ આંગળીઓથી કશ્યપનું ભાવતું બનાવીને લાવી હશે અને ક્યારેક તેના વાળમાં તેની આ જ આંગળીઓ ફરતી ફરતી...

શબીનાની ભૂખરી આંખોમાં આખેઆખો કશ્યપ તરતો દેખાયો કે એ જ ક્ષણે પોતાની આંખો સાવ ખાલીખમ થઈ ગઈ, સપનાં વિનાની, આશા વિનાની, પ્રેમ વિનાની, શ્રદ્ધા વિનાની.

જોકે એ પછી ભરાઈ ગયેલી તેની આંખો. જીવનભરના ખાલીપાથી. કશ્યપનું ઘર કાયમ માટે છૂટી ગયું.

તેણે આંખો મીંચી. અંધારામાં પણ એ જ નામ વંચાયું : શબીના શેખ.

તેને જાત પર ગુસ્સો આવ્યો. શું

કામ રાગિણીને કહ્યું? તું તારે નિરાંતે જા, હું બધું સંભાળી લઈશ.

શ્વેતાએ લથડિયું ખાધું : રાગિણીની સાસુ છેલ્લા શ્વાસ ના ગણતી હોત તો બૅન્ગ્લોર જવાને બદલે અહીં હોત તે. આ નામ મારી સામે જ ના આવ્યું હોત. આ કેસ હાથમાં જ નહોતો લેવો જોઈતો મારે.

શ્વેતા આગ-આગ થઈ ઊઠી. તેના ધબકારા વધી ગયા.

અચાનક બારણું ખૂલ્યું. નયના હતી. ચાર વાગી ગયા હતા. હંમેશની જેમ સામેની ખુરશી પર તે બેસી ગઈ. ડબ્બામાંથી એક મોટું સફરજન કાઢીને તેણે ડિશમાં મૂક્યું. તેણે સફરજનની ચીરીઓ કરવા માંડી; 'વ્હૉટ્સઅપ ડિયર, આજે ઇવનિંગમાં છે કોઈ કેસ?

શ્વેતા છરીની ધાર જોતી હતી. નયનાએ સફરજનની ડિશ લંબાવી. તેની આંખો હવે છરીની ધાર પરથી ખસી સફરજનને તાકી રહી. ઈવ, આદમ અને સફરજન. હું, કશ્યપ અને તે... સફરજન... ન્યૂટન... ગુરુત્વાકર્ષણ... આકર્ષણ... કશ્યપ જમીન પર. શબાના શેખની જમીન પર. કશ્યપ મારી જીવનશાખનું તૂટેલું ફળ... હવે ક્યારેય પરત નહીં ફરે, ક્યારેય નહીં. કારણ? નામ - શબીના શેખ.

શ્વેતાની આંખો ટેબલ પરના કાગળ પર ચોંટી ગઈ. તેણે જોરથી ચીસ પાડી – શબીના શેખ...

નયના એકાએક ડઘાઈ ગઈ. ટેબલ પરનો કાગળ હાથમાં લઈને તેણે પણ વાંચ્યો – કેસ નંબર ચાર. નામ શબીના શેખ.

તેની આંખોએ એક ક્ષણમાં ઘટના માપી લીધી. તે શ્વેતાની નજીક સરી. ધીમેથી એટલું જ કહ્યું, 'કેસ ક્રિટિકલ છે. તેનો આદમી છે તેની સાથે. તું એનું છોકરું લાવીશ જેણે તારું ઘર... યાદ રાખ, તેનું નામ શબીના શેખ છે અને બીજું કે તે મુસલમાન છે. ને આમેય ફોજ કરવી હોય એટલી કરશે પછી... એક પછી એક.. આ જ મોકો છે. હું તારી જગ્યા પર હોઉં તો... ને કોને ખબર છોકરું તેના જ આદમીનું છે કે પછી...'

નયનાનું વાક્ય હજી પૂરું થાય એ પહેલાં જ નર્સનું વાક્ય હાંફતું-હાંફતું ધસી આવ્યું : 'કેસ નંબર ચારને પેઇન શરૂ થઈ ગયું છે.'

શ્વેતાના મોં પર ક્રૂરતાભરી રાહતની રેખાઓ પથરાઈ ગઈ. કંપતા શરીરમાં અજાણી ઊર્જાનો વેગ ધસમસવા લાગ્યો. તેના પગ ઉતાવળે-ઉતાવળે વૉર્ડ નંબર પાંચ ભણી વળ્યા.

ગોળ ટોપી પહેરેલો એક પુરુષ અજંપાથી આંટા મારતો હતો. બુરખાવાળી બીજી બે-ત્રણ સ્ત્રીઓ તેને ધરપત આપતી ઉચાટ જીવે બેઠી હતી. તે દરવાજો ખોલવા જ જતી હતી કે સફેદ જાળીવાળી ટોપી પહેરેલો એ

આદમી શ્વેતાને જોતાવેંત એકદમ નજીક ધસી આવ્યો, 'મૅડમ, બીવીને બચાવી લેજો... દુઆમેં યાદ રખેંગે.'

શ્વેતાએ માંડ જાત પર કાબૂ રાખ્યો. તેના હાથની મુઠ્ઠીઓ આપોઆપ ભીંસાઈ ગઈ.

તેણે જોરથી દરવાજો ખોલ્યો.

નામ : શબીના શેખ. ચીસો પાડતા એ ચહેરાને જોઈને શ્વેતાના મોં પર લાલિમા પથરાઈ. તેની ભૂખરી-ભૂખરી આંખોમાં પાણી હતું. કશુંક તરતું હતું કે શું? શ્વેતા અસ્વસ્થ બની ગઈ. કોને ખબર છોકરું તેના ધણીનું છે કે...

આજે પહેલી જ વાર હાથમાં પકડેલી કાતરનું વજન લાગ્યું. તેણે કાતર જે રીતે પકડી હતી એ જોઈને જ ક્ષણિક તે જાત આગળ જ છોભીલી પડી ગઈ. કાતર હતી, છરો નહોતો. તેણે કાતર આંગળી અને અંગૂઠા વચ્ચે ગોઠવી, પણ તેણે જાતને કહ્યું, નિરાંતે. ઠંડા કાળજે સાંભળ આ ચીસો. પેટ ઉલેચતી તે છોકરીને જોઈને પેટનું પાણીય હલવું ન જોઈએ. પથ્થર બની જા. એક એવો પથ્થર જે હાડ-માંસભર્યા માણસને ઢાળી દે.

ત્યાં જ નર્સ એકદમ બોલી, 'બાળકના ધબકારા ઓછા થઈ રહ્યા છે.' સાંભળીનેય શ્વેતા પથ્થરની જેમ શબીનાના ચહેરાને તાકી રહી. શબીના કણસતી હતી : 'અમ્મી...અમ્મી...'

શ્વેતાની નજર તેના ચહેરા પરથી ખસી જઈને ડાઘ વિનાની સફેદ ચાદર તરફ ગઈ કે અચાનક તેના હાથ એ જ પરિચિત કુનેહથી યંત્રવત્ રીતે કામે લાગી ગયા. હોઠ ધરપત આપવા માંડ્યા.

અને રુદનનું એ પહેલું સંગીત...

શબીનાના અશક્ત હાથ શ્વેતાની હથેળી પર મુકાયા અને દઢતાથી શબ્દ નીકળ્યો, અમ્મી...

નિસ્તેજ ચહેરા પરની બે આંખોની ચમક શ્વેતાની આંખોમાં ઠલવાઈ ગઈ. શ્વેતા હંમેશની જેમ બહાર નીકળી. ઘેરી વળેલા સ્વજનોને મલકાતી-મલકાતી કહેતી હતી, 'મુબારક હો...લડકા હુઆ હૈ...'

શ્વેતાના પગ એ જ રસ્તે વળી ગયા જ્યાંથી તે નીકળી હતી.

ચાલતી વખતે તે એ જ વિચારતી રહી કે નયના પૂછશે ત્યારે તે એમ જ કહેશે : ધર્મના આકાશથીય વધુ ઊંચેરી તો માણસાઈની માટી છે. તને ખબર છે ને, અહીં મા બનવા આવતી દરેક છોકરી એક બાળકની મા બનીને જાય છે પણ હું? હું તો ત્યારે બે-બે બાળકની મા બનતી હોઉં છું, જે જન્મે છે તેની અને જે જન્માવે છે તેનીય. એક ઓરડામાં બે મા હોય છે નયના. એક નવો જ જન્મ તો હોય છે જણાવનારીનોય! અને માની એ આંખોની ચમકનો રંગ કેસરી કે લીલો જોયો છે ક્યારેય? એ ચમક ન તો હિંદુ હોય છે ન તો મુસલમાન!






# નિદાન પંચક અને રોગવિનિશ્ચય

☐ ડૉ. ભાલચન્દ્ર હ. હાથી

**રો**ગને જાણવા કે ઓળખવા માટે કરવામાં આવતી ક્રિયાને 'નિદાન પંચક' કહે છે. કોઈ વિષયમાં સમજી-વિચારીને કરવામાં આવતો નિર્ણય કે નિશ્ચય એટલે 'વિનિશ્ચય'. વધુ પ્રામાણિત કે વિશિષ્ટ નિશ્ચય (પર્ફેક્ટ ડિસિઝન). આ ક્રિયા વિશે વિચારતાં પહેલાં એને આનુષંગિક બાબતો પણ જોઈ લેવી જરૂરી છે, એ જોઈએ. જે સીધી રીતે આવતી નથી, પણ એને બદલે એના ભાવો ઉપયોગી થાય છે.

કોઈ પણ બાબતનું જ્ઞાન થવા માટે ત્રણ બાબતો છે : (૧) પ્રત્યક્ષ (૨) અનુમાન અને (૩) આપ્તોપદેશ. પ્રત્યક્ષ જોવું એ બાદ એનું અનુમાન કરવું અને એ અનુમાન માટે ગુરુ, જ્ઞાની વ્યક્તિ કે માન્ય ગ્રંથ (રેફરન્સ બુક)ની મદદ પણ લેવી.

એવી જ રીતે જ્ઞાન મેળવવાની ક્રિયાનાં ત્રણ પગથિયાં કે સ્ટેપ્સ છે : (૧) અધ્યયન (૨) અધ્યાપન અને (૩) તદ્વિદ્ય સંભાષા. પહેલા અભ્યાસ કરવો, એ યોગ્ય દિશામાં બરાબર થયા બાદ એનું અધ્યાપન કરાવવું કે શીખવવું અને વધુ માહિતી કે જ્ઞાન માટે તજ્જ્ઞો સાથે સંભાષા, ચર્ચા કે ગોષ્ઠિ કરવી. એ થયો

જ્ઞાનનો આવિષ્કાર. આ વિગતો કોઈ પણ બાબતનું જ્ઞાન મેળવવા માટેની છે.

હવે રોગને પારખવા, જાણવા કે ઓળખવા માટે પણ આ જ રીતની સાથે 'दर्शन स्पर्शन प्रश्नैः परीक्षेत च रोगीणाम्' રોગીને જોવો (દર્શન), સ્પર્શ કરવો અને પ્રશ્નો પૂછવા. એ ત્રણ બાબતો પણ ધ્યાનમાં લેવાની હોય છે.

આની વધુ વિગતો મેળવવા માટે પેટને તપાસવા એના કાલ્પનિક નવ વિભાગો પાડવામાં આવેલા છે અને એ નવે વિભાગોમાં આવતાં અંગોની તપાસ કરવાથી સમગ્ર ઉદરની મહિતી મળે છે. આ નવ વિભાગોની ગોઠવણી એવી રીતની છે કે જેથી રોગ કે વિકારની તદ્દન નજીક જવાય છે અને સાચું નિદાન કે નિર્ણય કરી શકાય છે. આ વિભાગો વિશે જરા વિગત વાર જોઈએ.

જમણી બાજુના સ્તનથી નીચેની તરફ જમણી બાજુના ત્રિકાસ્થિ સુધી એક ઊભી રેખા, એવી જ રીતે ડાબી બાજુના સ્તનથી નીચેની તરફ ડાબી બાજુના ત્રિકાસ્થિ સુધી એક બીજી ઊભી રેખા, ડૂંટીની ઉપરની બાજુ એક આડી રેખા અને ડૂંટીની નીચેની બાજુ બીજી આડી રેખા. આમ કાલ્પનિક ચાર રેખાઓ દોરતાં ઉદરના નવ ભાગો પડે છે. એનાં નામો નીચે મુજબ છે.

ઉપરના ત્રણ ભાગોનાં નામ : (૧) રાઇટ હાઇપોકોન્ડ્રિએક રિજન (૨) એપિગૅસ્ટ્રિક રિજન (૩) લેફ્ટ હાઇપોકોન્ડ્રિએક રિજન,

વચ્ચેના ત્રણ ભાગોનાં નામ (૪) રાઇટ લંબર રિજન (૫) અંબાઇલિકલ રિજન (૬) લેફ્ટ લંબર રિજન અને નીચેના ત્રણ ભાગોનાં નામ (૭) રાઇટ ઇંગ્વાઇનલ રિજન (૮) હાઇપોગેસ્ટ્રિક (પ્યુબિક) રિજન અને (૯) લેફ્ટ ઇંગવાઇનલ રિજન.

આમ આ નવ સ્થાનોમાં અવતાં બધાં અંગોની તપાસ જોઈને, સ્પર્શ કરીને તથા એને આનુષંગિક પ્રશ્નો પૂછીને કરવામાં આવે છે. એના ઉપર 'આકોટન' (તે તે વિભાગો ઉપર વૈદ્ય કે તબીબ પોતાના ડાબા હાથની હથેળી ઊંધી મૂકીને જમણા હાથની વચલી આંગળીથી ટકોરા મારે એ આકોટન.) એ દ્વારા એનો ધ્વનિ સાંભળી એ સ્વસ્થ છે કે અસ્વસ્થ (નૉર્મલ કે ઍબનૉર્મલ) એ તેના આધારે નક્કી કરાય છે.

આમાં એક્સ-રે, સોનોગ્રાફી તથા લૅબોરેટરી દ્વારા થતી તપાસ પણ આવી જાય છે. ઍક્સ-રેથી તથા સોનોગ્રાફીથી આંતરિક અંગોની સચોટ માહિતી મળે છે, જેમાં શરીરરચના અને શરીરક્રિયાની પણ વિગતો મળે છે. લૅબોરેટરી દ્વારા મળ, મૂત્ર, રક્ત તેમ શરીરના આંતરિક સ્રાવોની તપાસ કરવામાં આવે છે અને એની ખામી જાણી કે શોધી શકાય છે. શરીરરચના (ઍનોટોમી) અને શરીરક્રિયા (ફિઝિયોલૉજી) એ બન્ને રીતે રોગની માહિતી લેવાય છે, જે માળખાગત અને ક્રિયાગત હોય છે.

આયુર્વેદમાં 'नाडि, मूत्रं मलं जिव्हा शब्द स्पर्शात्द्रगाकृती...' દ્વારા રોગની પરીક્ષા કરવામાં આવે છે. નાડીની તપાસ એનો વેગ અને ગતિ દ્વારા થાય છે. નાડીની ગતિ સર્પાકાર છે કે દેડકા જેવી છે એ એની ચાલવાની રીત ઉપરથી, ઉપરાંત નાડીના થ્રૉબિંગ (ધબકારા) ઉપરથી વાત, પિત્ત અને કફની 'અંશાંશ કલ્પના'ની માહિતી મળે છે. એથી કયો દોષ વધારે, સમાન કે અલ્પ છે.

મૂત્રની તપાસ કરવાની જે ખાસ પદ્ધતિ છે એને 'तैलबिन्दु परीक्षण' કહેવાય છે. એમાં એક બાઉલમાં મૂત્ર ભરી રાખવાનું, પછી એ એકદમ સ્થિર થાય ત્યારે એમાં તલના તેલનું એક ટીપું હળવેથી કે ડ્રૉપર દ્વારા નાખવું અને એ તેલના બિન્દુના વિવિધ આકારો ઊપસી (તરી) આવે છે. એના ઉપરથી જુદા જુદા વિકારોનો નિશ્ચય

ભવન્સના આજીવન સભ્યોને ખાસ જણાવવાનું કે ભાવવધારાને ધ્યાનમાં રાખતાં સભ્યપદને ૨૦ વર્ષ પૂરતું મર્યાદિત કર્યું છે. એ પ્રમાણે ૨૦૦૨માં આજીવન સભ્ય બનેલા સભ્યોનાં નામ 'નવનીત સમર્પણ'ની યાદીમાંથી રદ ગણવામાં આવશે સિવાય કે સભ્યો ફરી પોતાનું સભ્યપદ ભરે. સભ્યપદ ચાલુ રાખવા ઇચ્છતા સભ્યોએ રૂ. ૧૦,૦૦૦/-નો ચેક 'ભારતીય વિદ્યા ભવન'ના નામે જમા કરાવવાનો રહેશે. સાથે આપનો હાલનો સભ્ય ક્રમાંક નોંધવા વિનંતી છે.

કરવામાં આવે છે.

મળના પરીક્ષણમાં પણ મળ સામ છે કે નિરામ એનું પરીક્ષણ થાય છે. જો મળ પાણીમાં ડૂબી જાય તો 'સામ' અને જો તરે તો 'નિરામ' ગણાય અને એ ઉપરથી રોગ આમ (કાચો) છે કે નિરામ (પક્વ) છે. મળમાં કઈ જાતના કૃમિ કે એના અવશેષો છે એની મહિતી મળે છે, જે ચિકિત્સામાં આ બધાં પરિણામો નિર્ણાયક ગણાય છે.

જીભ ઉપરની છારીનો રંગ શ્વેત, કૃષ્ણ કે અન્ય રંગ છે, એથી અને જીભની કિનારી બેસેલી કે ઊપસેલી છે એની સરખામણીનો અનુપાત જોવાય છે. સામાન્ય રીતે સ્વસ્થ જીભનો રંગ ગુલાબી હોય અને બિનછારીવાળો હોય છે. એથી રક્તન્યૂનતા પણ ખ્યાલમાં આવે છે. શબ્દ (અવાજ), સ્પર્શ, દૃષ્ટિ અને શરીર કે એનાં અંગોની આકૃતિ યોગ્ય કે અયોગ્ય (નૉર્મલ કે ઍબ્નૉર્મલ) છે એની તપાસ પણ જરૂરી છે. એ ભાગ બેસેલો, ઊપસેલો કે સામાન્ય આકૃતિનો છે એની માહિતી મળે છે.

આ બાબતો રોગ અને રોગીને તપાસ કરવાની છે, કયો રોગ, કયો દોષ, રોગનો પ્રકાર અને બધી બાબતો જાણવા માટે આખી એક પ્રક્રિયા છે એ છે 'निदानम्, पूर्वरूपाणि, रूपाणि, उपशयस्तथा, संप्राप्तिश्चेति विग्यानम् रोगाणाम् पंचधा स्मृतम्।' એ પાંચ બાબતો ક્રમશઃ આવે છે. નિદાન (કારણ), એનાથી ઉત્પન્ન થતા રોગનાં પૂર્વ લક્ષણોનો સમૂહ, એ પછી વધુ રોગની નજીક આવવું એ રોગનું રૂપ, શું કરવા યોગ્ય છે એ ઉપશય અને છેલ્લે સંપ્રાપ્તિ.

સંપ્રાપ્તિ એ પણ રોગ સમજવા અને કયો રોગ છે? કયો દોષ છે? એનો નિર્ણય કરવાનું અગત્યનું પગલું છે. संप्राप्ति, जाति અને आगति એ એના પર્યાયો છે. દોષ કેવી રીતે રોગ ઉત્પન્ન કરે છે એની પણ એમાં સમજૂતી છે. એનાં પગલાં આ મુજબ છે. प्रकोप, प्रसर, स्थानसंश्रय, व्यक्ते અને भेद. ઉપર કહેલી તપાસ દ્વારા વિગતો મેળવ્યા બાદ એ કયો દોષ, એના કયા મૂળ સ્થાનેથી 'સ્થાનચ્યુત' થાય છે એ, દોષ બગડતાં એના મૂળ સ્થાનેથી બીજે સ્થાને જાય છે એ 'दोष प्रकोप', બીજે સ્થાને જઈને એ વિસ્તરે છે કે ફેલાય છે એ 'प्रसर' સ્થાન કયું? એ જે સ્થાન નબળું હોય, (यत्र संगो खवैगुण्यात् व्याधि तत्रोपजायते।) જ્યાં અવરોધ હોય કે રિક્તસ્થાન-ખાલીસ્થાન હોય ત્યાં રોકાય છે તે 'स्थान संश्रय', અહીં દોષ અને રોગ નક્કી થાય છે. એ 'व्यक्तेः' અને છેલ્લે એનો પ્રકાર એ વાતિક, પૈત્તિક કે શ્લેષ્મિક છે એ એના 'भेद'. સંપ્રાપ્તિ દોષભેદ અને સંખ્યાભેદથી પણ જોવાય છે.

આ રીત લાંબી લાગે પણ વ્યવહારમાં એવું નથી. એથી એનાં પગલાં જો સાચી રીતે જોવાય તો ચોક્કસ રોગનો વિનિશ્ચય થાય છે અને એની યોગ્ય ચિકિત્સા પણ કારગત નિવડે છે.

❑❑❑



# નિર્ગુણ સાધના : માર્ગો અને માનવતા

☐ ફારૂક શાહ

**મા**નવતાનો ખપ ડગલે ને પગલે પડે છે. ગમે તેવી કઠિન સ્થિતિ હોય, વ્યક્તિગત સ્તરે કે વૈશ્વિક સ્તરે. ત્યારે માનવતા એક માત્ર ઉપાય હોય છે ઊગરવા માટે અને કોઈ સંતોષકારક સમાધાન પ્રાપ્તિ માટે. એટલે નિર્ગુણ માર્ગોમાં માનવતા આધારિત જીવનશૈલી અને મૂલ્યો બુનિયાદી રીતે મહત્ત્વનાં મનાયાં છે. માનવ હોવાની ગરિમાની જાગૃતિ જ આખરે રહસ્યવાદી માર્ગોને માટે એક ઉત્સવ છે અને જીવવા માટેની પરિપાટી. આજે જ્યારે કોરોના જેવા માનવ સર્જિત વાઈરસે વૈશ્વિક મહામારીની શકલ ધારણ કરી લીધી હોય, વિશ્વમાં સ્થળે સ્થળે વિધ્વંસક વિચારધારાઓ હાવી થવા મથતી હોય, અને આપણે મનુષ્યતાના જબરા કસોટી કાળમાંથી પસાર થઈ રહ્યા હોઈએ ત્યારે સંત-ફકીર-જોગીઓ દ્વારા સ્થાપિત થયેલાં માનવમૂલ્યો,

લોકકલ્યાણના સંકલ્પ અને લોકસેવાના ઘૂણાના અંગારાઓની ડગલે ને પગલે જરૂરત પડે તેમ છે. આ બધાં સંકટો વચ્ચે આપણે ભેદભાવ, શોષણ અને નિર્મમતાની દુરિત ભાવનાઓના ખેલ જોયા છે. અને કલ્યાણની જરૂરી ભાષા ભૂલી ગયા છીએ. તેનાથી આપણા ભાગે જીવનના ક્ષેત્રમાંથી ઘણું બધું ગુમાવી દેવાની સ્થિતિ આવી છે. આ બધું જ આપણી જાણ બહાર નથી.

નિર્ગુણ સાધના માર્ગોની પરંપરાઓને નજીકથી જોઈએ ત્યારે ખબર પડે કે જે સમયે જાતિ, ધર્મ અને વર્ગ જેવી દુર્ભાવનાઓ દ્વારા માનવતાનો નાશ થતો હતો અને સમાજના બહોળા માનવ સમુદાયોને પશુવત અસ્તિત્વના અહેસાસમાં નાખી દેવામાં આવ્યા હતા ત્યારે લોકકલ્યાણ, માનવ ઐક્ય અને કરુણાની ભાવધારાઓ વહાવતા આ સાધનાત્મક માર્ગોએ અનિષ્ટ, જીવન વિરોધી સંસ્કૃતિનું ખંડન કરી નવી માનવતામૂલક સંસ્કૃતિનું નિર્માણ કર્યું હતું. ત્યારથી માનવના વિશુદ્ધ આત્મિક વિકાસથી માંડીને લોકસેવા અને સદાવ્રત જેવી સામૂહિક ઉદ્ધારની પદ્ધતિઓ જીવનના ક્ષેત્રમાં અનિવાર્ય બની રહી છે. તેમણે માનવ મૂલ્યોને લોકધર્મ કે માનવ ધર્મ રૂપે, માનવ પ્રેમ, માનવ કલ્યાણ, સામાજિક વિષમતા અને ધાર્મિક આડંબરોના ખંડન રૂપે તેમજ અખંડ પ્રાકૃતિક સત્તા પ્રત્યે ગહેરા લગાવ રૂપે વ્યક્ત કર્યા છે.

રશિયન આધ્યાત્મિક પંથ 'ફોર્થ વે સ્કૂલ'ના વિદ્વાન સાધક શ્રી રોડની કોલીને લોકસંસ્કૃતિના આંતર સત્ત્વના સ્રોત તેમજ તેના ઘડતર-બળ તરીકે આધ્યાત્મિક સાધના-પ્રવાહોને ગણાવ્યા છે. જનસમાજની આત્મિક સંસ્કૃતિને પોષણ આપી ઉમદા માનવમૂલ્યો આધારિત સામાજિક પરંપરાને તે નિપજાવે છે એવો મત તેમણે રજૂ કર્યો છે. એ મત મધ્યકાલીન સંત અને ફકીરોનું પ્રદાન જોતાં પ્રતીતિકર જણાય.

ભારતીય મધ્યકાળના લોકનિષ્ઠ આધ્યાત્મિક પ્રવાહો બૌદ્ધ સિદ્ધધારા, નાથયોગી ધર્મ, સૂફી માર્ગ ઉપરાંત સગુણ આધારિત ભક્તમત અને નિર્ગુણ આધારિત સંતમત જનસાધરણની આત્મિક સંસ્કૃતિના ઘડતર-બળ તરીકે મહત્ત્વના રહ્યા છે. ભક્તમતમાં ઉદાત્ત ભાવનાઓની તન્મયતા રહી અને આગળ ઉપર શિષ્ટ સ્તરોમાં તે રૂપાંતરિત થઈને મોટાભાગે મુખ્યધારાને પ્રભાવિત કરી તેમાં વ્યાપી વળેલો જોવા મળે છે, જ્યારે સંતમત તેના પ્રગતિશીલ સામાજિક દર્શન અને જનસાધરણના બહુઆયામી વિકાસને લગતી પ્રતિબદ્ધતાને કારણે લોક-ઉત્કર્ષની બહોળી ભૂમિકા નિભાવતો જોવા મળે છે.

લોક સમાજના ઉત્કર્ષને લગતું એ જે માનવતાવાદી આંદોલન ચાલ્યું હતું

તે ઘણી બધી રીતે મહત્ત્વનું હતું. પરંપરિત જાતિ-વ્યવસ્થાને અને વર્ગના ખ્યાલને કારણે હાંસિયામાં રહેલા બહુસંખ્યક સમાજ (શૂદ્ર અને સ્ત્રી)ને તેણે સમ્યક જીવનબોધ તરફ લઈ જઈને સામંતી વ્યવસ્થાને તોડી સ્વસ્થ સંવાદી સામાજિક નિર્માણ અસ્તિત્વમાં આવે તે માટે મહેનત કરી હતી. તેના દ્વારા જે પરંપરાઓ ચાલી તે જનસાધરણના બૌદ્ધિક, માનવીય અને આત્મિક વિકાસના લોકશિક્ષણને વરેલી હતી. યોગીઓ, સંતો અને ફકીરોએ ખભેખભો મેળવીને કરેલા એ કાર્યને એક નવજાગરણકાળ (રેનેસાં) તરીકે જોઈએ તો તેમાંથી સમાજના સામૂહિક દાર્શનિક અને માનવતા આધારિત ઉત્કર્ષને લગતી બાબતો જાણવા મળે. આ માર્ગોની શિક્ષણ પદ્ધતિમાં લોકશિક્ષણ અનિવાર્ય તત્ત્વ રૂપે રહેલું છે. પહોંચેલા લોકો જિજ્ઞાસુઓને આંતરિક સાધનાનું શિક્ષણ આપતા. આંતરિક યાત્રામાં પડતી મુશ્કેલીઓ અને તેના ઉપાયોનું શિક્ષણ એ બીજું ચરણ, અને તેનું ત્રીજું ચરણ સમગ્ર માનવ સમાજની આત્મિક જાગૃતિ માટે થતું લોકશિક્ષણ રહ્યું હતું.

પૃથ્વી પર ગમે તેવી વિકટ સ્થિતિમાં મનુષ્યતા આવી પડે ત્યારે બચવા માટે બે પ્રકારની ઉત્ક્રાંતિ અનિવાર્ય બને છે. એક તો માનવની વૈયક્તિક આંતરિક ચેતનાની ઉત્ક્રાંતિ અને તેના દ્વારા સામૂહિક સામાજિક ચેતનાની ઉત્ક્રાંતિ. આ ઉત્ક્રાંતિ માનવ હસ્તી હોવાને નાતે માનવતાના વિકાસની સાથે જોડાયેલી છે. નિર્ગુણ સાધના માર્ગોમાં આ બંને ઉત્ક્રાંતિઓનો સમન્વય સમગ્ર જીવનશૈલી રૂપે સ્થાયી થયેલો છે. આ માટે આપણને અતીતમાંથી ઘણા બધા સંત, ફકીર, જોગી અને સાધકોનાં ઉદાહરણો મળી આવે. પ્રથમ સંત કબીર સાહેબે અંતિમ સત્યના બોધ બાદ સમગ્ર જીવન લોકની આંતરિક અને બાહ્ય માનવીય ચેતનાની ઉત્ક્રાંતિનું શિક્ષણ આપવામાં સમર્પિત કરી દીધું હતું. દાદુ દયાળે પણ આજીવન લોકની ચેતનાકીય ઉત્ક્રાંતિ અને વિશુદ્ધ માનવતા બોધનો સંદેશ આપવામાં વિતાવેલું. ગુરુ ગોરખનાથ અને તેમની ઉત્તર પરંપરાઓના સિદ્ધો અને જોગીઓએ માનવ કલ્યાણ અને માનવીય વિકાસને લગતા જન-આંદોલનનું નિર્માણ કરી સમાજમાં બહોળા સ્તરે માનવતામૂલક સંસ્કૃતિ સ્થાપવામાં કીમતી યોગદાન આપ્યું હતું. તેને તેઓ 'વસતિ ચેતવવી' કહેતા. સંત દેવીદાસ બાપુએ માનવની આંતરિક ચેતનાની ઉત્ક્રાંતિની સાથે સાથે રોગી-દુખીની સેવા અને ભૂખ્યાને અન્ન દાન દેવાની ઊજળી પરંપરાઓ સુપેરે નિભાવી હતી. તે ધારા આજ દિન સુધી વહેતી આવી છે. પંજાબના બાબા ફરીદ શકરગંજ સાંજ પડ્યે બધું જ લોકોમાં વહેંચી દેતા અને એક સદાવ્રતનો માર્ગ તેમણે કંડાર્યો હતો. આ રીતે જોઈએ તો

સમગ્ર ભારત અને વિશ્વમાંથી અગણિત ઉદાહરણો મળી આવે.

જેમ વ્યક્તિગત જાગૃતિ જરૂરી છે તેમ સામૂહિક જાગૃતિ પણ જરૂરી છે. તે માટે જ નિર્ગુણ સાધના માર્ગોના સંત, ફકીર, જોગી, સાધકોએ લોકશિક્ષણ અને લોકસેવાના ઉપાયો કર્યા હતા. વ્યક્તિની આંતરિક અશુદ્ધિઓથી પર માનવીય હસ્તી ઉજાગર થાય અને તે અંતિમ સત્યની ઝાંખી પ્રાપ્ત કરી જીવનને સાચા અર્થમાં પામે. તે સાથે જ સમાજ પણ એ રસ્તે માનવતાની ઉચ્ચતર ભૂમિકાઓ સિદ્ધ કરે તે ઉદ્દેશ્ય વિશ્વની આંતરિક ઉત્ક્રાંતિ માટે જરૂરી છે.

અંતિમ સત્યના સ્તરને પૃથ્વી પર ઉતારવાનું કાર્ય કરતા આ માર્ગોના સંત-ફકીર-જોગીઓએ સામાજિક સમાનતા અને માનવતાની સામૂહિક ખિલવણી માટે અસમાનતાની રૂઢીઓને પડકારી જાતિ-ધર્મ-વર્ગના ભેદભાવને સમાપ્ત કરવા માટે પુરુષાર્થ કર્યો હતો. સામાજિક ઉત્પીડનને નિર્મૂળ કરવા સંઘર્ષ કર્યો હતો. આ બધામાં વિભાજિત થયેલી માનવતાની સંવાદિતાને એક નૈતિક અને મજબૂત આધાર પ્રદાન કર્યો હતો. કેમકે વિશુદ્ધ માનવતાના મેદાન પર જ અંતિમ સત્યનું સ્તર ઊતરી શકે અને જીવનનો સાચો અર્થ નિર્મિત થઈ શકે. ત્યાં માનવ માનવ વચ્ચે ભેદ નથી. ચૈતન્ય ઓળખનો આધાર છે. કબીર સાહેબ કહે છે કે,

હમ બાસી ઉસ દેસ કે, જહં જાતિ બરન<br>કુલ નાહિં,<br>સબદ મિલાવા હોત હૈ, દેહ મિલાવા નાહિં.

કલ્યાણ કેવળ માનવીય એકતા અને સંવાદિતાને કારણે અસ્તિત્વમાં આવે છે. તે જ આ વિશ્વને માનવતાથી ભરપૂર બનાવી શકે છે. તેથી જ પંખીબાઈએ ભેદભાવની દીવાલો તોડી એકતા અને સંવાદિતાનું આહવાન કર્યું છે:

ઊંચ-નીચનો ભેદ કાઢો<br>તો નૂરીજન નજરે આવે રે,<br>અઢાર વરણ એક જ પ્યાલે<br>અમીરસ મોજું માણો રે.

પંખીબાઈએ ભીતરની અનિષ્ટ મલિનતાઓથી મુક્ત થઈ ચૈતન્યના બોધને રસ્તે વળવાનું સૂચન કરતાં કહ્યું છે:

ઉત્તમ-મધ્યમ એક છે, શીદને કરો છો<br>તાણાવાણી રે,<br>રજો સતો તમોને તમે જાણો, માયલા<br>કાળિંગાને મારો રે.

બધા મનુષ્યો અને મનુષ્ય જીવનનું દર્શન આખરે એક છે. આ વાત સમજી ભીતરની અશુદ્ધિથી પર થવાનું અને એમ ભીતરના કળયુગને સમાપ્ત કરવાનો નિર્દેશ આમાં અપાયો છે.

સંત પૂંજીરામ એકતા અને સમાનતાનો સંદેશ આપતાં મૈત્રી અને માનવ પ્રેમની ભાવનાઓને સંકેતે છે:

સંતો, હળી-મળીને હાલો

સાધુ, સબસે સંપી ચાલો
આતમા સૌમાં છે રે સૌમાં છે...

એટલે જ કબીર સાહેબે સંત અને સાધુનું મુખ્ય લક્ષણ દર્શાવતાં જણાવ્યું છે: “કબીરા, સોઈ પીર હૈ, જો જાને પર પીડ.” અને લોકસેવાની ભાવના પણ માનવના આંતરિક ભાવવિશ્વને વિકસિત કરનારું પરિબળ છે. તેમાંથી જ સદાવ્રતની પરંપરાઓ ઊતરી આવી છે. આ ભાવનાનો વિવેક દર્શાવતાં કબીર સાહેબ જણાવે છે:

સાંઈ ઈતના દીજીએ, જા મેં કુટુમ સમાય,
મૈં ભી ભૂખા ના રહૂં, સાધુ ન ભૂખા જાય.

વ્યક્તિની ભાવના સમગ્ર વિશ્વની ભાવના સાથે જોડાયેલી છે. વ્યક્તિની ચેતના સમગ્ર વિશ્વની ચેતના પર પ્રભાવ પાડે છે. એવો મત અધ્યાત્મ ક્ષેત્રના પહોંચેલા લોકોએ અનેક વાર વ્યક્ત કર્યો છે. મેબલ કોલિન્સ પ્રકૃતિના આ સિદ્ધાંતને એક જગ્યાએ તાત્ત્વિક રીતે આલેખ્યો છે. તેઓ કહે છે કે,

''તમારી આસપાસ લગાતાર પરિવર્તિત અને ગતિમાન
જીવન પર ધ્યાન દો.
કેમકે તે માનવોના હૃદયથી બનેલું છે.
જેમ જેમ એની બનાવટ અને એનો ઉદ્દેશ્ય સમજતા જશો,
જીવનનો અસીમ શબ્દ પણ વાંચી અને સમજી શકશો.”

*

“મનુષ્યોના હૃદયોનું અધ્યયન કરો.
જેથી તમે જાણી શકો કે, એ જગત કેવું છે,
જેમાં તમે રહો છો
અને જેનો તમે એક અંશ બની જવા માગો છો?”

વિશ્વમાં સત અને અસતનું સંતુલન જરૂરી છે. વ્યક્તિઓનું સત મળીને એક વૈશ્વિક સતનો પ્રભાવ જન્માવે છે. સંત આંબા છઠ્ઠા તેથી જ સતનો જથ્થો આ પૃથ્વી પર વધારવા સૂત્ર આપ્યું છે:

એવાં સતના જળ સીંચજો રે
માનવી તો મૂળ વિનાના ઝાડ રે

પ્રેમનાં પાંદડાં ને દયાની ડાળ્યું, પૂન્યનાં મૂળ પિયાળ છે રે,
ધરમ વિના તમે ઢળી પડશો ને વેળાએ કરોને નિવાડ રે.

કલ્યાણની ઘટના માટે દરેક સમય અગત્યનો છે. પ્રેમ, દયા અને સતનાં કાર્યો એ ‘માનવ ધર્મ’નાં બુનિયાદી તત્ત્વો છે. આ તત્ત્વોની ખિલવણી વિના વ્યક્તિ અને માનવ સમાજ આત્મિક રીતે ધ્વસ્ત થઈ જાય.

સત જ દુઃખનો ઉપાય છે. તેના દ્વારા જ લોક-કલ્યાણનો માર્ગ કંડારી શકાય છે. સંત જેઠીરામ કહે છે:

સતની રોટી સબ સે મોટી, પ્યાસા હોય વો પાવે,
દોઈ કર જોડી 'જેઠીરામ' બોલ્યા, સબ દુઃખડા મટી જાવે.

વ્યક્તિની ચેતના આસપાસના જગત સાથે જોડાયેલી છે. આંતરિક વિકાસની

યાત્રા બાહ્ય માનવીય વિકાસની યાત્રા સાથે અભિન્ન છે. તેથી જ નિર્ગુણ સાધના માર્ગોએ સામૂહિક ઉત્ક્રાંતિનું દર્શન રજૂ કરીને માનવજાતિના માનવતામૂલક ઉત્કર્ષની અવધારણા અને પ્રયોગો આપ્યાં છે.

આજે જ્યારે સંસ્કૃતિ, ધર્મ, અધ્યાત્મ, જાત-પાંત વગેરે બાબતોનો બજારલક્ષી તેમજ સ્થાપિત હિતોના સામ્રાજ્યવાદી હેતુઓ માટે વરવો ઉપયોગ થઈ રહ્યો છે. લોકોને ભૂલવણીમાં નાખીને જીવન વિરોધી વાતાવરણ રચવાની જે હોડ મચી છે. ખુદ અધ્યાત્મની પણ ભ્રમિત જાળ રચાઈ રહી છે એવે વખતે સંત-ફકીરોની વાણી, જીવનદર્શન અને કાર્યો સમાજની વિવેકદૃષ્ટિને જાગ્રત રાખનારાં પરિબળો તરીકે કામમાં આવી શકે તેમ છે. આ પરંપરાઓની ઉમદા માનવીય સંભાવનાઓ સિદ્ધ કરનારી શક્તિને કારણે જ સાંપ્રત જનતાંત્રિક વ્યવસ્થાને સંતુલિત કરવા આજના માનવતાવાદી ચિંતકો અને કર્મશીલો તેના તરફ આશાની મીટ માંડીને બેઠા છે. અસલનાં મૂલ્યો અને સમન્વયાત્મક લોકસાંસ્કૃતિક ચેતનાની સર્જક આ શક્તિને વૈકલ્પિક ધર્મ-વ્યવસ્થા તરીકે ખપમાં લેવાની દિશાનું ચિંતન આજે થઈ રહ્યું છે. આવા સત્ત્વશીલ વારસા દ્વારા સર્વ રૂપે કલ્યાણનો માર્ગ કંડારી શકાય તો જ આપણા દ્વારા તે બહાદુરીનું કામ થયું ગણાશે.

❑❑❑

એક વાર અકબરે તાનસેન સમક્ષ સ્વામી હરિદાસનું સંગીત સાંભળવાની ઇચ્છા વ્યક્ત કરી. તાનસેનના એ વિદ્યાગુરુ હતા. તાનસેને કહ્યું, “મારા ગુરુ સ્વામી હરિદાસને સાંભળવાનો એક જ રસ્તો છે. તેઓ નિજાનંદમાં મસ્ત બનીને કોઈ રાગ છેડે ત્યારે ચૂપચાપ એમને સાંભળવા જોઈએ. અકબર સહમત થયા. બંને જણા સ્વામી હરિદાસને આશ્રમે ગયા. જ્યારે સ્વામી હરિદાસે પ્રાતઃકાળે ગાવાનું શરૂ કર્યું ત્યારે બંને વાડની પાછળ સંતાઈને એમને સાંભળતા રહ્યા. સ્વામી હરિદાસ તલ્લીન બનીને, પ્રભુમય બનીને શાસ્ત્રીય રાગ આલાપતા રહ્યા. અકબરે આવું દિવ્ય સંગીત પહેલાં કદી સાંભળ્યું ન હતું. એણે તાનસેનને પૂછ્યું' : “તાનસેન, તેં આ જ ગુરુ પાસે શિક્ષણ લીધું છે તોય તારા સંગીતમાં આ જાદુ નથી, તેનું શું કારણ?” તાનસેને જવાબ આપ્યો : “જહાંપનાહ! હું અકબર બાદશાહ માટે ગાઉં છું જ્યારે મારા ગુરુ બાદશાહોના બાદશાહ એવા પરમેશ્વર માટે ગાય છે.” ભક્તના સંગીતમાં અને પ્લૅબૅક આપનારા સિને કલાકારના સંગીતમાં આવો ફેર રહેલો છે.

**- ગુણવંત શાહ, 'કૃષ્ણનું જીવન સંગીત'માંથી સાભાર**



ત્રિભંગમાં મિથિલા પાલકર, કાજોલ અને તન્વી આઝમી

# નારીચેતનાનાં વિવિધ રૂપોનો સાક્ષાત્કાર : ત્રિભંગ

**☐ નિવ્યા પટેલ**

**સિ**નેમાની દુનિયામાં અગાઉ લોકપ્રિય, મનોરંજક ફિલ્મોનો એક પ્રવાહ અને જીવનના સંકુલ પ્રશ્નોનો મુકાબલો કરતી કળાફિલ્મોનો બીજો પ્રવાહ જુદો હતો. એથી એને, બીજા પ્રવાહને સમાંતર સિનેમા પણ કહેવામાં આવે છે. સાંપ્રત સમયમાં લોકપ્રિય કળાકારો, દિગ્દર્શકો સમાંતર સિનેમાની યાદ આપતી ફિલ્મો બનાવી રહ્યા છે. સંજય લીલા ભણશાલી 'બ્લૅક' જેવી ફિલ્મ બનાવે છે એનું ઉદાહરણ છે. એવી જ રીતે સ્ત્રીના પ્રશ્નોની જટિલતા 'હાઈવે', 'NH10' જેવી ફિલ્મો રજૂ કરે છે. કોરોનાકાળમાં થિયેટરમાં જવાનું અટકતાં ટચૂકડા ટીવી માધ્યમમાં વેબ-સિરિયલો અને ફિલ્મોએ પોતાનું કામ ચાલુ રાખ્યું છે. 'લૈલા' વેબ-સિરિયલ આ સંદર્ભે જોઈ શકાય. નેટફ્લિકસ પર રજૂ થયેલી 'ત્રિભંગ' ફિલ્મ ત્રણ પેઢીની સ્ત્રીઓને લઈને સ્ત્રીજીવનની સંકુલતામાં ભાવકને લઈ જાય છે. જાણીતી અભિનેત્રી/દિગ્દર્શિકા અને કર્મશીલ રેણુકા શહાણેએ આ ફિલ્મનું દિગ્દર્શન કર્યું છે. નારીચેતના સંદર્ભે એક

વેળાએ 'બાઝાર' કે 'મિર્ચ મસાલા'એ જે પ્રતિમાન આપ્યું હતું એનાથી અલગ 'હેલ્લારો' કે 'ત્રિભંગ' જેવી ફિલ્મમાં જોઈ શકાય છે. ત્રણ પેઢીની કથા 'ત્રિભંગ' વિશે વિગતે જોઈએ.

ફિલ્મ શરૂ થાય છે ત્યારે નયનતારા આપ્ટે (તન્વી આઝમી) જેવી પ્રગતિશીલ લેખિકા પર એક વિદ્યાર્થી સંશોધન કરતો હોય છે. નયનતારાના સાહિત્યમાં પ્રગટ થતાં વલણોને સમજવા તે લેખિકાની સુદીર્ઘ મુલાકાત લેવા માગે છે. એમ કથાનો પ્રવાહ આગળ વધે છે. એ રીતે આ મુલાકાતને એક પ્રયુક્તિ તરીકે પણ જોઈ શકાય. મુલાકાત લેનાર વિદ્યાર્થી મિલન (કુણાલ રોય) '૮૦ના દાયકાની પ્રખ્યાત લેખિકાને એક પ્રશ્ન કરે છે, ત્યાંથી ફિલ્મનો આરંભ થાય છે. નયનતારાના હાથમાં શરાબનો ગ્લાસ છે. જે સંકેત જ રૂઢિભંજક છે. મિલન પૂછે છે - 'ક્યા અબ ભી કુછ જીના બાકી હૈ?' નયનતારા જવાબ આપે છે - 'નહીં, કુછ મરના બાકી હૈ.' એના આ જવાબમાં પોતે કરેલી લડતને સમજવામાં ભૂલ કરી બેઠેલાં સંતાનો તરફનો સંકેત છે.

આ ફિલ્મ એક રીતે જોવા જઈએ તો માતૃમહિમાની ફિલ્મ છે. માનો ઉલ્લેખ થતાં જ ત્યાગ, બલિદાન, ક્ષમાના ભાવો ઊમટવા માંડે છે. આ ફિલ્મ માને એક વ્યક્તિ રૂપે જુએ છે. દરેક જીવિત વ્યક્તિને પોતાની ઇચ્છાઓ હોય છે. જરૂરી નથી કે દરેક વખતે સ્ત્રી પોતાની ઇચ્છાઓને ભૂલી જઈને મહાન બને. સંયુક્ત કુટુંબમાં રહેતી લેખિકા નયનતારા કોઈપણ ભોગે લખવાનું છોડવા માગતી નથી. પરિણામે તેને બે સંતાનો સાથે લઈને છૂટાછેડા લેવાનો પ્રસંગ આવે છે. તે એકલે હાથે બાળકોને ઉછેરે છે. તે પોતાની અટક બાળકોને આપવા માગે છે. એનું માનવું છે કે - 'જિન બચ્ચોં કો મૈંને જન્મ દિયા, જિન કા પાલનપોષણ પૂરી તરહ સે મૈં કર રહી થી, જિન કે પિતા કા યોગદાન વીર્ય કે અલાવા કુછ ભી નહીં થા, વે મેરે નામ સે ક્યૂં નહીં જાને જાયે?'

દસ વર્ષની અવિરત લડતને કારણે એ બન્ને બાળકોની પાછળ પોતાનું નામ અને અટક લગાવી શકે છે. એ માટે તેને કોર્ટ-કચેરી કરવી પડી હતી, પરંતુ આનું પરિણામ એ આવ્યું કે બાળકો નિશાળમાં મશ્કરીનો ભોગ બન્યાં. જે બાળકો માટે તેણે દુનિયા સામે ઝીંક ઝીલી તે બાળકો તેને નફરત કરતાં સુધ્ધાં થઈ ગયાં!

છૂડાછેડા પછી નયનતારા માને છે કે લગ્ન વિના પણ કોઈ પુરુષ સાથે રહી શકાય. એના આવા એક સંબંધમાંથી ઘટના એવી બને છે કે માનો એક મિત્ર એની દીકરી અનુરાધા (કાજોલ) ને જાતીય શોષણનો ભોગ બનાવે છે. અનુ આ વાત કોઈને કહી શકતી નથી. આમ અનુના દૃષ્ટિકોણથી પણ આ ફિલ્મને જોવાથી નવા પ્રશ્નોનો સામનો કરવો પડે છે. છૂટાછેડા લીધેલી સ્ત્રીને સમાજ હલકી દૃષ્ટિથી જોતો હોવાના

કારણે અનુ અને એના ભાઈ રવીન્દ્ર (વૈભવ તત્ત્વવાદી)ને માનસિક ત્રાસ વેઠવો પડે છે. પોતાના જ ઘરમાં શોષિત થઈ રહેલી અનુરાધાને પિતૃસત્તાક સમાજ તરફ ખૂબ જ ઘૃણા થાય છે. પરિણામે તે મુક્ત જીવન જીવે છે. સિગારેટ પીએ છે, દારૂ પીએ છે અને ગાળોય બોલે છે. લીવ ઇન રિલેશનશિપથી પ્રાપ્ત થયેલી દીકરી માશા (મિથિલા પાલકર) માટે વધારે પડતી સુરક્ષા પણ રાખે છે. આ લીવ ઇન રિલેશનશિપમાં પણ તેને ઘરેલુ હિંસાના ભોગ બનવું પડે છે એથી એ પણ માની જેમ પુરુષ મિત્રને છોડી દે છે.



ત્રિભંગનાં લેખિકા, પટકથાલેખિકા, દિગ્દર્શિકા રેણુકા શહાણે

મા અને નાનીમાના આવા જીવનને જોઈને માશા પિતૃસત્તાક સમાજની બેડીમાં રહેવાનું પસંદ કરે છે. એને થાય છે કે સમાધાનો સાથે પણ જીવન જીવી લેવું જોઈએ. એથી સંયુક્ત પરિવારની ડાહીડમરી પુત્રવધૂ બનતી માશા પ્રારંભે તો સંતુલિત અને ખુશમિજાજ દેખાડી છે, પરંતુ એ ખુશી પાછળ રહેલું એ ખોખલાપણું અંતે લિંગપરીક્ષણના મામલે પ્રગટ થાય છે. માશાને સુસંસ્કૃત સમાજમાં પ્રવેશ તો મળે છે પણ પોતાની ઇચ્છાઓને મારીને.

અનુરાધા માશાની આ દશાને જોઈને પોતાની મા કેટલી સાચી હતી તે સમજી શકે છે. માને એક વ્યક્તિ તરીકે તે અનુભવે છે. પોતાના લેખન વિશે સુદીર્ઘ મુલાકાત આપતી નયનતારાને એક સ્ટ્રૉક આવતાં તે બેભાન બને છે એ નિમિત્તે ફ્લૅશબૅકમાં આ કથા કહેવાતી જાય છે. અનુરાધા ફિલ્મોની જાણીતી અભિનેત્રી છે અને ઓડિશી નૃત્યની કળાકાર છે. 'ત્રિભંગ' એ શબ્દ ઓડિશી નૃત્યની એક મુદ્રા છે. જેમાં શરીર ત્રણ અલગ-અલગ ભાગમાં વહેંચાઈ જાય છે. અહીં ત્રણ અલગ-અલગ વિચારવાળી સ્ત્રીઓના સંદર્ભે એ શીર્ષક માર્મિક બને છે.

ફિલ્મ આપણને એ બતાવવાની કોશિશ કરે છે કે જે સ્ત્રી રૂઢિભંજક છે એને આપણા સમાજે હંમેશાં નકામી ગણી છે. આદર્શ સ્ત્રી એ જ ગણાય કે સમાજે નક્કી કરેલાં ધોરણોમાં ગોઠવાઈ જાય. ફિલ્મમાં

ત્રણ પેઢી હોવાથી વિવિધ ભાષાસ્તરો પણ માણવા જેવા છે. મરાઠી, હિન્દી અને અંગ્રેજીમાં સંવાદો છે. ત્રણ-ત્રણ મહિલા-અભિનેત્રીઓ હોવા છતાં અહીં કોઈ આઇટમ સૉન્ગ નથી. મોટેભાગે ફિલ્મમાં સ્ત્રીનું શરીર કમાણી માટે, મનોરંજક રીતે અભિવ્યક્ત કરાતું હોય છે. એ પણ અહીં નથી. ફિલ્મમાં મીડિયાની સંવેદનહીનતા પણ રજૂ કરવામાં આવી છે. જ્યારે નયનતારા કોમાગ્રસ્ત હૉસ્પિટલમાં દાખલ છે ત્યારે પત્રકારો તેની દીકરી અને જાણીતી અભિનેત્રી અનુરાધાને જે સવાલ પૂછે છે એમાં આપણે જોઈ શકીએ છીએ. એક પત્રકાર પૂછે છે, 'મૅમ આપ કી મા કોમા મેં હૈ તો આપ કો કૈસા લગ રહા હૈ?' અનુરાધા જવાબ આપે છે, 'તુમ્હારી મા કોમા મેં હોતી તો તુમ્હેં કૈસા લગતા?' તેમજ પત્રકારો દ્વારા હૉસ્પિટલમાં ફોટો લેવાનો આગ્રહ, અનુરાધાનાં કપડાં પરની ટિપ્પણી જેવાં દૃશ્યો પણ મીડિયાની સસ્તી અને હલકી પત્રકારિતા પર ફિલ્મ પ્રકાશ પાડે છે.

ફિલ્મ એક દૃશ્ય માધ્યમ છે એથી ફિલ્મનિર્માણમાં દૃશ્ય દ્વારા પણ કથા રજૂ થતી હોય છે. માત્ર એક ઉદાહરણ લઈએ તો આ ત્રણ પેઢીની સ્ત્રીઓનાં કપડાં જ તેમની વિચારધારાને વ્યક્ત કરી દે છે. ફિલ્મની એક ખાસિયત એની પાત્રવરણી છે. કાજોલ અનુરાધાના રૂપમાં સ્પષ્ટ દૃષ્ટિકોણવાળી સ્ત્રીના રૂપમાં સરસ અભિનય કરી રહી છે. ભાવુક ક્ષણોમાં તો એની આંખો જ અભિનય કરતી હોય છે. મિથિલા પાટકર પણ માશાના પાત્રમાં પોતાના અભિનયથી તાજગી લાવી દે છે. અને તન્વી આઝમીના અભિનયનો તો કોઈ જવાબ જ નથી. કુણાલ રોય પણ સીધોસાદો હિન્દીના સંશોધકના રૂપમાં સરસ અભિનય કરે છે.

સૌથી વધુ અભિનંદનને પાત્ર તો રેણુકા શહાણે છે. ઈ.સ. ૧૯૯૪માં 'હમ આપકે હૈં કૌન' જેવી પરંપરાગત ફિલ્મની અભિનેત્રીએ ખૂબ જ લોકપ્રિયતા મેળવી, છતાં એકાએક અભિનય છોડી દીધો અને 'સુરભિ' જેવી સાંસ્કૃતિક સિરિયલ બનાવી, ત્યારબાદ FTII ખાતે દિગ્દર્શનની તાલીમ મેળવી. વિજયા મહેતાને ગુરુ માનતી આ રેણુકા શહાણે દિગ્દર્શનમાં ઝંપલાવે છે. શાંતા ગોખલેની નવલકથા 'રીટા વેલણકર' પરથી ઈ.સ. ૨૦૦૯માં 'રીટા' નામની મરાઠી ફિલ્મનું નિર્માણ કરે છે, જે ફિલ્મ પણ ખૂબ જ ચર્ચામાં રહી હતી. વધુ લોકો સુધી પહોંચવા માટે 'ત્રિભંગ'થી તેમણે હિન્દી ફિલ્મ બનાવવાનું શરૂ કર્યું. માત્ર દિગ્દર્શન જ નહીં, પરંતુ આ ફિલ્મની કથા, પટકથાનું લેખન પણ તેમણે જ કર્યું છે. દોઢ કલાકની આ ફિલ્મ (સ્ત્રી) લેખિકાના સ્પર્શે નારીચેતનાનાં વિવિધ રૂપોનો સાક્ષાત્કાર કરાવે છે. ઈ.સ. ૨૦૨૧માં બનેલી આ ફિલ્મને સેંકડો પ્રેક્ષકોએ માણી છે.





# વાઇસરૉયના આગમનનો દિવસ

☐ આર. કે. લક્ષ્મણ ☐ અનુ. : પરાગ ત્રિવેદી

**ગો**પાલની માતાએ એ સવારે લાકડાની પેટીમાંથી પિત્તળનાં બટન અને પીળી પાઇપિંગવાળો નાનકડો કથ્થાઈ કોટ કાઢ્યો ને તેને પહેરાવ્યો. આવું માત્ર ખાસ પ્રસંગે જ બનતું. કપૂર અને સાગનાં લાકડાંની સુગંધથી તે ઉત્સાહિત થયો ને તેને થયું કે પોતાનામાંથી તેના પિતાજી જેવી સુગંધ આવી રહી છે અને પોતે ખૂબ મહત્ત્વની વ્યક્તિ છે. તેણે પોતાની સ્લેટ લીધી અને ગર્વથી ઘરની બહાર નીકળ્યો. શાળાએ પહોંચી તે બનીઠનીને આવેલા હર્ષઘેલાં બાળકો સાથે જોડાયો.

એ નાનકડા ગામમાંથી ભારતના વાઇસરૉય નીકળવાના હતા. તેઓ તેમની પત્ની સાથે રેલવેસ્ટેશને ઊતરવાના હતા અને પછી તરત જ, ભવ્ય રીતે શણગારાયેલી સારી જાતના ઘોડાવાળી બગીમાં બેસી સીધા સરકારી આવાસે જવાના હતા, ત્યાંથી કોઈની નજરે બહુ ન ચડાય એ રીતે પોતાની લાંબી કારમાં, ઉનાળો ગાળવા પર્વતીય પ્રદેશમાં ઊપડી જવાની તેઓની યોજના હતી.

મહિનાઓ અગાઉ, બધી શાળાઓને

એવી સૂચનાઓ આપતા સર્ક્યુલર છૂટી ગયા હતા કે મહામહિમનું જ્યારે આગમન થાય ત્યારે તેમને ખુશ કરવા અને યોગ્ય રીતે તેમનું સ્વાગત કરવા માટે બધાં બાળકોને સરસ રીતે તૈયાર કરી રસ્તાની બંને બાજુ ગોઠવી દેવાં. આચાર્યો અને શિક્ષકો એવી બીકને કારણે ચિંતાતુર હતા કે એ દિવસે કંઈ આડુંઅવળું ન થાય અને તેમની સંસ્થા સન્માન આપવામાં કોઈ રીતે ઊણી ન ઊતરે. આવા ભવ્ય પ્રસંગમાં ભાગ લેવા માટે બાળકોના 'સ્પેશ્યલ ડ્રિલ-ક્લાસીઝ' કરવાના આદેશ થયા હતા અને સઘન-થકવી નાખનારી તાલીમ તેમને આપવામાં આવી હતી.

અન્ય બાળકોની સાથે ગોપાલને જ્યારે રેલવેસ્ટેશને ચાલતા લઈ જવાતો હતો ત્યારે પણ સ્વાભાવિક રીતે જ, તે પોતાની ભૂમિકા વિશે અને સરકાર માટે તેને બજાવવાની થતી ફરજથી સાવ બેખબર હતો. પ્રસંગની ઉજવણી માટે વહેંચાયેલી મીઠાઈના ચક્તાથી તે ખુશ હતો અને હસી રહેલા, આરામથી ફરતા ડ્રિલ-માસ્ટર સહિત નિશાળમાં બધાને ઉત્સાહિત કરી ચૂકેલા, તહેવાર જેવા આ વાતાવરણમાં તેને મજા પડતી હતી.

રેલવેસ્ટેશને બાળકોને તેમનાં કદકાઠી પ્રમાણે ફૂટપાથ ઉપર લાઇનમાં ઊભાં રાખવામાં આવ્યાં, સુંદર રીતે કપડાં પહેરેલાંને પહેલી હરોળમાં.

ગોપાલ અપેક્ષા અને રોમાંચથી અધીરો થયો હતો. ડ્રિલ-માસ્ટર જાણે લશ્કરની પરેડનું અવલોકન કરતા હોય એટલી અકડાઈથી આમથી તેમ ચાલતા હતા. તેઓ બધાના સંપર્કમાં હોય એવી અદાથી લોકો સાથે વાત કરતા હતા; આચાર્યે પણ વ્યવસ્થાના ભાગરૂપે ઘણા મુદ્દે તેમની સાથે મસલત કરી. દર થોડી મિનિટોએ તેઓ પોતાની મોટા કદની કાંડાઘડિયાળમાં જોતા હતા અને આવી રહેલા રાજવી મંડળના ચોક્કસ સ્થાનની ઘોષણા કરતા હતા. પણ એક કલાક સુધી કંઈ પણ બન્યું નહિ. બાળકો મહામહિમના આગમન માટે બેચેન બન્યાં અને ઘોંઘાટ શરૂ કર્યો. દેકારો કરનારને ડ્રીલ-માસ્ટરે ડારો દીધો અને મોડું થવાનું કારણ જાણવા આગળ ગયા.

પણ જેમ-જેમ સમય પસાર થતો ગયો તેમ-તેમ સૂર્ય તેજ થતો ગયો. આખો મેળાવડો કરમાવા લાગ્યો. શિક્ષકો એક પછી એક, રસ્તા પરનાં વૃક્ષોના છાંયડે પહોંચી ગયા. તાપમાં અકળાતાં બાળકો નાનાં જૂથોમાં ઉભડક પગે જમીન પર બેસી ગયાં.

ગોપાલ તેના સાથીદારો સામે નિષ્ક્રિયપણે જોતો હતો અને તે કંટાળવામાં હતો, ત્યાં તેને ડાબા પગમાં કંઈક સોય જેવું ભોંકાયું. એક કાળા મંકોડાને ઉપર ચડતો જોઈને તે ચમક્યો. જાણે સળગતા કોલસા પર પગ પડી ગયો હોય એમ તે ઊછળ્યો ને ઝટકો મારી તેને ખંખેરી નાખ્યો. તે ગોળ-ગોળ

ઘૂમીને ફરી તેની તરફ આવ્યો.

ગોપાલે તેને નાનકડા સાંઠીકડાથી દૂર ધકેલ્યો, પણ તે મૂછો ફરકાવતો ધમકી દેતો હોય એમ ખુન્નસથી પાછો આવ્યો. તે એની આવી વર્તણૂકથી નવાઈ પામ્યો અને એને વધુ જોરથી દૂર હડસેલ્યો. મંકોડો ઠીક-ઠીક દૂર પડ્યો અને ધૂળ ચાટતો થઈ ગયો.

ગોપાલ રાજી થયો અને રસપૂર્વક એનું હલનચલન જોવા લાગ્યો. મંકોડો ઝડપથી ફરી ઊભો થઈ ગયો અને હતાશાથી જાણે પાગલ થઈ ગયો. મંકોડાએ ગંધ પરથી દિશા પારખી અને જાણે યુદ્ધના મેદાનમાં દુશ્મનની કોઈ ટૅન્ક આવતી હોય એમ તેના ભણી ધસ્યો.

તેનો જુસ્સો એવો પ્રભાવશાળી હતો કે ગોપાલને એની સામે ટક્કર લેવા બાબત ક્ષણભર માટે પોતાની શક્તિ ઉપર અવિશ્વાસ જાગ્યો. તેણે ઝડપથી ધૂળની મુઠ્ઠી ભરી અને મારંમાર આવતા મંકોડા ઉપર ઠાલવી દીધી.

ગોપાલની નવી યુક્તિથી થોડા સમય માટે દટાઈ ગયેલો મંકોડો ખૂબ મૂંઝાયેલી હાલતમાં બહાર આવ્યો.

ગોપાલને જીત મેળવ્યાની અને દયાની - એમ મિશ્ર લાગણીઓ થવા લાગી. તેણે સાંઠીકડા વડે હળવેકથી મંકોડાને ઊંચક્યો. એ સાંઠીકડાને વળગીને સ્થિર થઈ ગયો, જાણે હાર સ્વીકારી લીધી.

પછી ધીમેથી કાળજીપૂર્વક સાંઠીકડા પર ચાલવા લાગ્યો. મંકોડો તેની આંગળીઓની સાવ નજીક આવી ગયો અને ખરેખર, જો તેણે તરત ત્યાંથી આંગળીઓ ખસેડીને બીજા છેડેથી સાંઠીકડું ન પકડી લીધું હોત, તો તેની ઉપર ચડી ગયો હોત. મંકોડાને તો જાણે આગળ ઊંડી ખીણ આવી ગઈ. પછી એ ઊલટી બાજુ મોં કરીને ગોપાલની આંગળીઓ તરફ ફરી આવવા લાગ્યો, પણ ગોપાલે સાંઠીકડાને છેડે આંગળીઓ

સમયસર બદલી-બદલીને પોતાની મુક્તિ ચાલુ રાખી. તેને આવી રમત કરવામાં મજા પડી અને આવું ઘણો સમય ચાલતું રહ્યું.

પછી અચાનક તેને રણશિંગાં ફૂંકાવાનો - બૅન્ડવાજાં વાગવાનો અવાજ સંભળાયો: 'God save the king...' તેની આજુબાજુ ધાંધલધમાલ થઈ પડી. તેણે મંકોડા તરફથી નજર પોતાના મિત્રો તરફ ફેરવી. તેઓ લાઇનમાં ચાલતાં-ચાલતાં છેક ફૂટપાથને કિનારે પહોંચી ગયા હતા.

તે સાંઠીકડું, મંકોડોને બધું પડતું મૂકીને પોતાના મિત્રો સાથે જોડાવામાં જ હતો, ત્યાં તેને ખબર પડી કે તેની આંગળીની આજુબાજુ હોવો જોઈતો મંકોડો ક્યાંય દેખાતો નથી! એ કદાચ તેની આંગળીઓ ઉપર થઈને બાંયની અંદર ઘૂસી ગયો હશે એવું વિચારતાં એ બીકથી ધ્રૂજી ગયો. તેણે એકદમ ગભરાઈને આખા કોટ ઉપર અને જમીન ઉપર જોવા માંડ્યું.

મંકોડો અચાનક અદૃશ્ય થઈ ગયો હતો.

અસ્વસ્થતાથી તે પોતાના ગ્રૂપ સાથે જોડાયો, પણ મહામહિમ, ભારતના વાઇસરૉય ચાલ્યા ગયા હતા.

ભીડ ઝડપથી વિખેરાઈ ગઈ. તેના એક મિત્રે કહ્યું, 'મેં તેમને સાવ નજીકથી જોયા.'

બીજો કહે, 'મને ઘોડા બહુ ગમ્યા.'

'તેમનું વ્યક્તિત્વ જબરદસ્ત છે. એટલું ચોક્કસ.' ડ્રિલ-માસ્ટરનું વાક્ય સંભળાયું.

ઘરે તેની માતાએ તેનો કોટ કાઢી, સંકેલી લાકડાની પેટીમાં પાછો મૂકતાં પૂછ્યું, 'મજા આવી?'

''હા.''

''વાઇસરૉયને તેં બરોબર જોયા?''

''ના.''

''કેમ?''

''હું બિઝી હતો.''

❑❑❑

# કવિ કાન્તની ખુરશી

## (મારાં ભાવનગરનાં સંસ્મરણો)



☐ પ્રવીણસિંહ ચાવડા

## ૪૨. એક ગૌણ પાત્રના ચમકારા

**એ**ક મોડી સાંજે બે દૂત આવ્યા.

ઑફિસના કામે બે દિવસથી બહાર હતો. સાંજે ઘેર આવતાં ઠીકઠીક મોડું થયું હતું. હજુ માંડ બેઠો હતો, સ્નાન અને ભોજન બાકી હતાં, ત્યાં બારણું ખખડ્યું. જોઉં તો ઓટલા પર અંધારામાં બે આકારો. જે રીતે અને જે સમયે તેમનું આગમન થયું એને કારણે મારી સ્મૃતિમાં તેમનું સ્વરૂપ દૂતનું છે; હકીકતમાં તો એ ઑફિસના મારા સાથીદારો હતા : સુપરિન્ટેન્ડેન્ટ પંડ્યા અને સિનિયર ક્લાર્ક ભાઈ ચાવડા.

ચૂપચાપ અંદર આવ્યા. હું તેમની સામે જોઈ રહ્યો, પણ બોલ્યા નહીં. મારી સામે બેઠા.

'શું છે? આમ કટાણે કેમ આવવું પડ્યું?'

જવાબમાં તેમણે એકબીજાની સામે શુષ્ક હાસ્ય સાથે જોયું.

'કંઈ પ્રૉબ્લેમ? કશું અજુગતું બન્યું છે?'

પંડ્યાએ કંઈ બોલ્યા વગર ખિસ્સામાંથી કાઢીને એક ખાખી કવર મારી સામે ધર્યું.

સરકારી ટપાલ. શિક્ષણ વિભાગ, ગાંધીનગર તરફથી.

ઉઘાડીને નજર ફેરવી. મારી બદલીનો હુકમ હતો. ભાવનગરથી પાલનપુર, જિલ્લે બનાસકાંઠા.

વાંચીને હું તો ખુશ થઈ ગયો, 'લ્યો! તમે તો ખૂબ સારા સમાચાર લાવ્યા.'

તેમની ઉદાસી ઓછી થઈ નહીં.

મેં તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો, 'મારી વાત સાંભળો. બે વર્ષ પૂરાં થયાં. હમણાં નહીં તો છ-આઠ મહિને બદલી થવાની જ હતી. ભાવનગર છોડવું પડશે એનું મને દુઃખ છે, પણ કચ્છ કે ડાંગમાં નહીં, પાલનપુર મૂક્યો, મારા વતનની પાસે, એટલે મને બધી દૃષ્ટિએ અનુકૂળ છે.'

આ મારો સહજ પ્રતિભાવ હતો, મોં લાલ રાખવાનો પ્રયત્ન નહીં.

તેમનો દૃષ્ટિકોણ જુદો હતો. બદલી વહીવટી ધોરણે નહીં, રાજકીય દબાણ હેઠળ થઈ એનું તેમને દુઃખ હતું.

'બહુ ખોટું થાય છે, સાહેબ. બહુ ખોટું થાય છે.'

* * *

બદલીનો હુકમ મળ્યો માર્ચની શરૂઆતમાં, પણ બે કારણે મને ચાર્જ છોડવાની ઉતાવળ નહોતી. ભાવનગરમાં મારી જગ્યાએ અન્ય અધિકારીને મૂકવાનો હુકમ થયો નહોતો. કચેરીના વહીવટમાં માર્ચ મહિનો મહત્ત્વનો હોય છે. નાણાકીય વર્ષ પૂરું થાય એ પહેલાં દરેક સંસ્થાનો આખા વર્ષનો હિસાબ કરી ગ્રાન્ટનો ચોથો અને છેલ્લો હપતો ફાળવવાનો હોય છે. એ પછી સંસ્થા દ્વારા બિલ રજૂ કરવામાં આવે એ જિલ્લા ટ્રેઝરીમાં મોકલવામાં આવે. આ સંજોગોમાં જવાબદાર અધિકારીની સતત હાજરી અનિવાર્ય ગણાય.

બીજું કારણ અંગત હતું. બાળકોની વાર્ષિક પરીક્ષા નજીક આવી હતી. આદર્શ પિતા, એથી તેમના અભ્યાસ પ્રત્યે હું ખાસ ધ્યાન આપતો નહીં, શું ભણ્યા કેટલે આવ્યા એવી પડપૂછ કરતો નહીં, તેમના ગૃહકાર્ય કરવાના સમયે ચોપડાં બાજુમાં ખસેડી વાર્તાઓ કહેતો અથવા બહાર રમવા જવા માટે પ્રેરિત કરતો.

આ સાચું, પરંતુ આખરે પિતા તો પિતા છે. એ છત્ર છે, એ આકાશ છે.

માર્ચની કામગીરી પૂરી કર્યા પછી ભાવનગર છોડી પાલનપુર હાજર થવું એ નિર્ણય મારો હતો. એ અંગેની જાણ મેં નિયામક કચેરીને કરી નહોતી, એ કરવી જરૂરી પણ માન્યું નહોતું. એ જમાનામાં આવું ચાલતું. લગભગ બધાં ક્ષેત્રોમાં સમયની શૈલી રસળતી હતી.

વ્યવહાર મુખ્યત્વે ટપાલ દ્વારા થતો. ફોન કે ટેલિગ્રામનો ઉપયોગ મહત્ત્વના કામે જ થતો.

હું મારા થાનકે પલાંઠી મારીને બેઠો હતો, ત્યાં માર્ચની ચૌદમીએ ગાંધીનગરથી ટેલિગ્રામ આવ્યો : 'રિપોર્ટ ઍટ પાલનપુર ઇમેજિએટલી.'

પાછળ-પાછળ રાજગોરસાહેબનો ફોન આવ્યો, ત્યારે આ આદેશનું કારણ જાણવા મળ્યું. વાત એમ હતી કે પાલનપુરનાં જિલ્લા શિક્ષણાધિકારી બહેન (SHE) માર્ચની શરૂઆત પહેલાં, રજાનો રિપોર્ટ મૂક્યા વગર, પોતાની

ઑફિસમાં કે ઉપરી અધિકારીઓને મૌખિક જાણ પણ કર્યા વગર ગુમ થઈ ગયાં હતાં.

ગ્રાન્ટની ફાઈલો નોંધારી બિચારી રઝળતી હતી. જિલ્લામાં ઊહાપોહ હતો.

મારી બદલીની પાછળ આ પણ એક કારણ હતું, પણ જે તે વખતે આની જાણ મને કરવામાં આવી નહોતી.

ક્ષણનો પણ વિલંબ કર્યા વગર મેં રાજગોરસાહેબને કહી દીધું, 'આવતી કાલે પાલનપુર હાજર થઈ જઈશ.'

ભાવનગરમાં ગ્રાન્ટની કામગીરી લગભગ પૂરી થઈ ગઈ હતી, એથી ચાર્જ સિનિયર અધિકારીને સોંપી શકાય.

સુપરિન્ટેન્ડેન્ટને બોલાવ્યા, 'સી. ટી.સી. તૈયાર કરો.'

સી.ટી.સી. કહેતાં ચાર્જ ટ્રાન્સફર સર્ટિફેક્ટ.

ફોન કરી પત્નીને જાણ કરી, 'આજે રાત્રે જ પાલનપુર જવા નીકળવું પડશે.'

ઑફિસમાં દોડાદોડી થઈ ગઈ. આવું તે હોતું હશે? આ રીતે -

તો પછી વિદાય સમારંભનું શું?

મેં કહ્યું, 'શાની વિદાય અને કેવો સમારંભ! પાંચ-દસ મિનિટ માટે સ્ટાફમાં સૌને બોલાવો. સાથે બેસીએ, વાતો કરીએ, ચા પીએ. એ આપણો વિદાય સમારંભ.'

લાઘવના તો ગુણ ગાઈએ એટલા ઓછા.

* * *

પ્રસ્તુત પ્રકરણનો વિષય છે ભાવનગરની મારી બદલી, એથી ચાર્જ છોડ્યો અને જૂની બાંધણીની સરકારી ઇમારતનો લાકડાનો દાદર ઊતર્યો ત્યાં એ પૂરું થવું જોઈએ.

પરંતુ મને કંઈક ખૂટતું હોય, રહી જતું હોય એવું લાગે છે. શક્ય છે કે કોઈ-કોઈ વાચકને પણ અધૂરપ લાગી હોય.

વચ્ચે એક જગ્યાએ કશુંક દેખાઈને અદૃશ્ય થઈ ગયું. એક પાત્ર : સ્ટેજ પર એનો પ્રવેશ થયો, ન થયો, સાડીનો છેડો દેખાયો, ન દેખાયો અને ગાયબ!

લખાણ પર ફરી એક નજર નાખતાં આટલો લસરકો જોવા મળે છે :

'વાત એમ હતી કે પાલનપુરનાં જિલ્લા શિક્ષણાધિકારી બહેન (SHE) માર્ચની શરૂઆત પહેલાં, રજાનો રિપોર્ટ મૂકયા વગર, પોતાની ઑફિસમાં કે ઉપરી અધિકારીઓને મૌખિક જાણ પણ કર્યા વગર ગુમ થઈ ગયાં હતાં.'

આ રીતે અછડતો ઉલ્લેખ કરી કોઈ પાત્રને છોડી દેવામાં આવે એમાં ન્યાય નથી. વળી, 'ગુમ થવું' એ શબ્દો ભેદી છે. એમની આજુબાજુ રહસ્યનું વાદળ આકાર લે છે.

ડિટેક્ટિવ સાહિત્યના અભ્યાસીઓને એમાં ગુનાની ગંધ આવે. અપહરણ?

રોમૅન્ટિક પ્રકૃતિના વાચકને પ્રશ્ન

થઈ શકે : ગુમ થયાં... તે... શું... કોઈની સાથે... અમુક પ્રકારનું?

ના, ના. આવા રંગો પ્રવેશ કરતા હોય તો એમને સત્વરે રોકવા જોઈએ.

સ્ત્રીને ગુમ કરવી, સ્ટેજ પર કે વાસ્તવિક જીવનમાં, એ કામ જાદુગરનું. પ્રસ્તુત પાત્રનું વ્યક્તિત્વ એવું હતું કે તેઓને ગુમ કરવા માટે દુનિયાનો કોઈ જાદુગર તૈયાર થાય નહીં. વય પંચાવનની આજુબાજુ હશે, અપરિણીત (spinster) હતાં, મિજાજ સરમુખત્યારનો હતો. સ્ટાફ સાથે, શાળાઓના આચાર્યો, સંચાલકો સાથે તુમાખીભર્યો વ્યવહાર. જે રીતે આંધળિયાં કરી ચારે બાજુ, સામે શું છે એ જોયા વગર, તલવાર વીંઝ્યે જતાં હતાં એને આધારે તેમને લેડી ક્વિક્ઝોટ કહી શકાય.

- તો પછી, આવાં વીર નારી રણભૂમિ છોડીને ચાલ્યાં ગયાં... એનું... કારણ...?

- કારણ કે તેઓ રિસાયાં હતાં.

- રૂસણાં લીધાં હતાં? કોની સાથે?

- સરકાર સાથે, કેમ વળી!

- આ સમજાયું નહીં. રિસાવાનું અંગત, સુંવાળા સંબંધોમાં હોય એવી અમારી સમજ છે. તમારે સરકારમાં પણ રૂસણાંનો રિવાજ ખરો?

- આ બંધિયાર માનસિકતામાંથી તમારે બહાર નીકળવું પડશે. સમજને બાંધી ન રાખો અને મુક્ત કરો, વિહરવા દો.

- પણ... સરકાર તો નિરાકાર છે. નિરાકારની સામે...

- નિરાકારની સામે શિંગડાં ન માંડી શકાય એમ માનો છો? એમ તો ઈશ્વર પણ નિરાકાર છે, છતાં કોઈ-કોઈ ભક્તો એનાથી નારાજ થાય છે, રૂઠે છે, રિસાય છે, અબોલા લે છે. આ તમે નથી જાણતા?

- તમારી વાત અમુક અંશે સાચી, પણ એ બેના નિરંકારીપણામાં ઘણો ફેર છે એવું તમને નથી લાગતું શું? અમુક કિસ્સાઓમાં તો નિરંજન - નિરાકાર બિચારો લાચાર બની મનામણાં કરવા ઉઘાડા પગે દોડતો-પડતો-આખડતો ભક્ત પાસે આવે છે એવું વાંચવામાં આવ્યું છે. તમારે સરકારમાં 'ડેપ્યુટી ડાયરેક્ટર (મનામણાં)' એવી કોઈ પોસ્ટ ખરી?

- રામ રામ કરો! વહીવટ વેવલાઈથી નથી ચાલતો. સરકાર તો કાયદેસરની નોટિસ મોકલે, બચાવની તક આપે, સસ્પેન્ડ કરે, ફરજિયાત નિવૃત્તિ પર ઉતારી દે.

* * *

લસરકો કર્યો હતો, અધૂરપ રહી ગઈ હતી એથી, મૂળ કથાને અટકાવી આટલી ચર્ચા કરી. પેલાં બહેનના કિસ્સામાં આગળ શું થયું એ અહીં પ્રસ્તુત નથી.

**[ક્રમશઃ]**



જ્ઞાની શ્રી ધીરજરામ શાસ્ત્રીજી અને વિજ્ઞાની ડૉ. પંકજ જોશી, ૧૯૭૧

# જ્ઞાની અને વિજ્ઞાની

## એક વૈશ્વિક સંવાદ

☐ ડૉ. પંકજ જોશી

### ૨૭. વેદિયાવેડા

જ્યારે શાળા, કૉલેજમાં હતો ત્યારે વિજ્ઞાનનો વિદ્યાર્થી હોવાને કારણે મને કંઈ ને કંઈ પ્રયોગો કર્યા કરવાની ભારે ટેવ પડેલી. વળી વાંચનનો પણ જબરો શોખ. એમાં સાહિત્ય, વિજ્ઞાન, અધ્યાત્મ, આપણા પ્રાચીન ગ્રંથો, આ બધું એકસાથે અને વારંવાર આવ્યા કરે. એમાં ગાંધીજી પણ આવે અને આઇન્સ્ટાઇન પણ આવે. આ બધું કરતાં-કરતાં ભારેખમ શબ્દો, જેવા કે સંયમ, સાધના, યોગ, ભક્તિ, જ્ઞાન, કર્મયોગ આ બધા પણ નજરે અને કાને પડે. પછી એના વિશે જેવા સૂઝે એવાં વિચાર, ચિંતન અને પ્રયોગો ચાલ્યા કરે. જે પુસ્તકો વાંચીએ એમાં આવી બધી વાતો મોટેભાગે ભારેખમ રીતે મૂકવામાં આવી હોય. એટલે કેટલું સમજાય કે ન સમજાય એ જુદી વાત,

પરંતુ મગજમાં એની ગંભીરતા ભારે બેસી જાય. એને માટે કંઈ ને કંઈ કરવું જ જોઈએ એમ સતત ચાલ્યા કરે.

એમાં વળી કેટલુંક ગાંધીવાદી સાહિત્ય અને એના લેખકો પણ વાંચવામાં આવ્યા. એમાં ખાવા-પીવાના નિયમો અને ખોરાકના પ્રયોગોની વાતમાં મને ભારે રસ પડ્યો. એમાં એક કારણ એવું પણ ખરું કે આ બધી વાતો સાદી, આમ કરવું અને તેમ ન કરવું, એ પ્રકારની. એમાં બહુ ઊંડાણ ન હોય, જેમ કે સ્વાદને જીતી લેવો વગેરે. એ માટે આ ખાવું અને શું ન ખાવું, કેટલું ખાવું અને કેટલું ન ખાવું, કેવા સમયે ખાવું અને ક્યારે નહીં, આવી બધી વાત હોય. એટલે લાંબો વિચાર કર્યા વગર એ તરત સમજાય. પછી એમ થાય કે ચાલો આ બધા પ્રયોગો કરીએ. એટલે તેલ ન ખાવું, મીઠા વગરનો ખોરાક ખાવો, મરચું ન ખાવું, કેવળ બાફેલું ખાવું, આવું બધું કરવાનું શરૂ કર્યું. આવું બધું કરવું એ જ ઇન્દ્રિયોના સંયમનો માર્ગ છે એમ ધાર્યું. એમાં ઘરનાને એવું લાગે કે આ બધું તો આણે શું માંડ્યું છે? પણ આપણે કંઈ વાત માનીએ નહીં, એટલે પછી છેવટે તે લોકો પણ પોતાની વાત છોડી દે.

પહેલાં તો શાળા-કૉલેજમાં અને બધા મિત્રો સાથે મળતા હોઈએ એટલે કંઈક ગળ્યું ખાવું, ચૉકલેટ-પિપર ખાવી કે પછી ચટણી નાખીને પાંઉ-ગાંઠિયાની મહેફિલ અને જમાવટ, આવી બધી પણ વાત આવે. મોટાં-મોટાં પુસ્તકો વાંચીને એવું મગજમાં નક્કી થયું કે આવી બધી ખાવાપીવાની 'આસક્તિ' હોવી જોઈએ નહીં. એથી એ બધું ખાવાનું બંધ કરવું પડે અને 'સંયમ' રાખવો પડે, તો જ જીવનમાં આગળ વધાય અને કોઈ પણ મોટું ધ્યેય સિદ્ધ થઈ શકે. આવી બધી સમજણમાંથી અવનવા પ્રયોગો શરૂ થયા!

આ ગાળામાં જ શાસ્ત્રીજીને મળવાનું થયું. ભારે ઉત્સાહપૂર્વક આ બધી વાતો અને મારા નિયમોનું વિગતે વર્ણન તેમની પાસે રજૂ કર્યું! તેમણે શાંતિથી અને હળવાશથી મંદ હાસ્ય કરતાં આ બધી વાત સાંભળી તો લીધી. મેં તેમને કહ્યું, ''સ્વાદની આસક્તિ છે. ગળ્યું ખાવાનું બહુ ભાવે છે. એને દૂર કરવા શું કરવું?'' પછી નિયમો કર્યા હતા એ બધા વિગતે કહ્યા. મને ધારણા હતી કે તેઓ બે-ત્રણ વધુ નિયમ અને શિસ્ત બતાવશે, પણ તેમણે તો એવી વાત કરી કે ફુગ્ગામાં ભરેલી મારી બધી હવા નીકળી ગઈ! મારી વાતના અંતે તેઓ બોલ્યા, ''એ તો બધા વેદિયાવેડા છે! એની કંઈ જરૂર નથી. સ્વાદમાં લોલુપ ન બની જવું એ મૂળ વાત. કંઈક ભોગ સંસ્કારો હોય, પણ એ કંઈ પ્રબળ નથી. સાધના કરતાં બધું બરાબર થઈ જશે.''

આ સાંભળીને પહેલા તો જરા આંચકો લાગ્યો કે આ તે કેવી વાત, આનો વળી શો અર્થ? પણ પછી

તેમના કહેવા પર વિચારવાનું શરૂ કર્યું. આ કહેવાનો અર્થ એ થયો કે આવા નિયમોની જરૂર નથી, જે જરૂરી છે એ તો સ્વાદમાં ભાન ભૂલી જવાનું ન થાય એટલું જ છે. પછી દરેક વ્યક્તિના જુદા-જુદા સંસ્કારો હોય. એટલે એ પ્રમાણે આ પ્રકારની પ્રકૃતિ અથવા વૃત્તિ હોય, પણ બાપાના કહેવા પ્રમાણે એ વિશે વધુ વિશેષ ચિંતા કરવાની જરૂર નહીં. મૂળ કામ જે કરવાનું કહ્યું છે એ કરો એટલે એના દ્વારા સહજ રીતે જ અંતઃકરણ એમાંથી ઉપર ઊઠી જશે એવું તેમનું કહેવાનું હતું.

હવે તમે થોડું વિચારશો તો તરત એક વાત સમજાશે. જેમને જાત-જાતના નિયમો બનાવવાની અને પછી એનું પાલન થાય છે કે કેમ એ તપાસ કરવાની ટેવ પડી ગઈ હોય તેમને માટે અઘરામાં અઘરી વાત એ છે કે તેમને જ્યારે આ નિયમોથી દૂર થવાનું કહો, જાણે પોતાનો પ્રાણ જતો હોય એવી વેદના એ વખતે તેમને થવાની! પેલા વિશ્વામિત્ર ઋષિ અને આકાશમાં ત્રિશંકુની જેમ લટકતા રહેવાની કથા આવી હતી એ રીતે નિયમ વગર તો પોતાની સ્થિતિ જાણે કોઈ આધાર વગર આકાશમાં લટકી પડ્યા હોય એવી થવાની! નિયમો રૂપી કિલ્લાનું સંરક્ષણ ચાલ્યું ગયું એમ તેમને લાગે.

આનું મૂળ કારણ એવું છે કે ક્યાંક વાંચીને કે આપણા મનમાં કંઈક ચિત્ર-વિચિત્ર વિચાર અને ઉપરછલ્લી સમજણ આવી જવાથી નિયમો તો બનાવી લીધા, પણ એ પછી એનું ગમે તે રીતે કહેવાતું પાલન કરવામાં જ આપણે એટલા બધા ફસાઈ જઈએ છીએ કે એમાં પછી એ મૂળ નિયમો શેને માટે છે એ વાત જ આપણે ભૂલી જઈએ છીએ. આ પ્રકારની મૂળભૂત અથવા પાયાની વાત વિચારવાને બદલે આપણે કેવળ નિયમપાલનના ક્રિયાકાંડ અને વિધિ-વિધાનમાં જ ફસાઈએ છીએ. એમાં જ આપણને એટલો બધો સંતોષ મળી જાય છે કે મૂળ વાત શી હતી, શા માટે આ નિયમો બનાવ્યા, એ તો સાવ ભુલાઈ જાય છે. પછી તો પરિસ્થિતિ એવી થાય છે કે આ નિયમ અને પેલો નિયમ, એનું પાલન અને બીજાનું પાલન, એમાં ક્યાં વળી કશી થોડી ચૂક થઈ અથવા તો ન થઈ, આ બધામાં જ આપણો બધો સમય ચાલ્યો જાય છે. એમાં કંઈક કર્યાનો સંતોષ તો મળે છે, આપણું એક પ્રકારનું અભિમાન અથવા અહમ્ પણ સંતોષાય છે, પરંતુ મોટું નુકસાન એ થાય છે કે કરવાની મૂળ વાત એ જ રહી જાય છે. મૂળ પકડવાને બદલે આપણે પાંદડાં ગણવામાં જ રહી જઈએ છીએ.

અમે જ્યારે શાળામાં ભણતા ત્યારે એનો એક સરસ દાખલો જોવા મળતો. આ ઘટના આજે પણ બનતી હશે. ઘણા વિદ્યાર્થીઓ જ્યારે પરીક્ષા નજીક આવે

ત્યારે એકદમ ચોકન્ના થાય અને જુએ કે તૈયારી જેવી જોઈએ એવી નથી. પછી નક્કી કરે કે વાંચવાનું, પછી નક્કી કરે કે રાત્રે વાંચવાનું અને દિવસનાં બીજાં બધાં કરવાનાં કામનું અને ક્રમનું ટાઇમટેબલ બનાવવું. હવે એક ટાઇમટેબલ તો બને, પણ વળી એમાં એમ થાય કે આ તો કંઈક બરાબર નથી. આમાં ફેરફાર કરવાની જરૂર છે. એટલે પહેલું ટાઇમટેબલ ઘણો વિચાર અને મહેનત કરીને બનાવ્યું હોય, પણ વળી એમાં ફરી નવો વિચાર કરીને નવું ટાઇમટેબલ બનાવે. એમાં પણ બે-ત્રણ દિવસમાં જ વળી પાછી ખામીઓ દેખાય! આવી રીતે ટાઇમટેબલ બનાવવામાં જ કેટલાક દિવસો કે અઠવાડિયાં નીકળી જાય. પછી તો પોતે જ છેવટે કહેવા લાગે કે આ ટાઇમટેબલ બનાવવાનું કામ હવે જવા દો! હવે તો જે સૂઝે એ વાંચવા માંડો અને એક પછી એક વિષયો અને પેપરની તૈયારી પૂરી કરો!

કોઈ કવિએ આપણે ત્યાં કહ્યું છે કે 'દધી મથી ઘૃત કાઢી લિયો, ડાર દેહી છોરી'. એના જેવી આ વાત છે અને કરવાનું કામ આ છે. મૂળ વસ્તુને પકડવાની છે અને આજુબાજુની બિનજરૂરી વસ્તુને મહત્ત્વ આપવાની જરૂર નથી. વળી બીજું પણ કોઈએ કહ્યું છે કે 'એક સાધે સબ સધૈ, સબ સાધે સબ જાય'. આમ મૂળ કામ કરો એટલે એમાં સહજ રીતે બીજાં બધાં કાર્ય સમાઈ જાય અને સિદ્ધ થાય છે. આ પ્રકારનો અભિગમ અપનાવવાનો છે.

વારંવાર એવું બનતું હોય છે કે આપણે મૂળ હાર્દને, મૂળ તત્ત્વને ન પકડીએ અને આજુબાજુમાં બિનજરૂરી કે નકામી વાતોમાં ધ્યાન આપ્યા કરીએ, એનો સંતોષ લીધા કરીએ. પછી એમાં સમય અને શક્તિની બરબાદી થયા કરે. કહેવાની વાત એ છે કે કંઈ નિયમો હોય તો પણ એ પૂરી અને ઊંડી સમજણમાંથી આવ્યા હોય. પછી એ 'નિયમ' નહિ પણ 'સહજ સ્વભાવ' બની જાય છે.

બાપાએ જે વાત કરી એમાં બીજું પણ એક ગહન તત્ત્વ સમાયેલ છે. ભગવદ્‌ગીતામાં કહ્યું છે એ જ આ વાત છે કે 'વિષયા વિનિવર્તન્તે, નીરાહારસ્ય દેહીનઃ, રસોપ્યસ્ય રસોવર્જમ, પરમ દૃષ્ટ્વા નિવર્તતે'. ઇન્દ્રિયોને વિષયોથી દૂર ભલે રાખો, પણ એથી કંઈ મનનો સ્વભાવ બદલાતો નથી. આપણે નિયમો બનાવીને ત્યાગ કરીએ કે આ ખાવું કે તે ન ખાવું અથવા આ કરવું કે ન કરવું અથવા આ જોવું કે તે ન જોવું વગેરે. પરંતુ આવા નિયમો કરવાથી આપણા અંતઃકરણની પ્રકૃતિ મૂળભૂત રીતે બદલાતી નથી. જેમ ખોરાક ન ખાવાથી ઉપવાસી ભલે રહે, પરંતુ એના રસ અથવા સ્વાદ કંઈ જતા નથી. અંતઃકરણ અને માણસની પ્રકૃતિ અને સ્વભાવ તો ત્યારે જ બદલાય છે, જ્યારે આપણે જ્યાં છીએ એમાંથી

વિશેષ ઉચ્ચતર તત્ત્વનું દર્શન કે પ્રાપ્તિ થાય. આમ બધા પ્રયત્નનો હેતુ આ જ છે એ સતત ધ્યાનમાં રહેવું જોઈએ.

## ૨૮. વાંચન વિશે

બાપાને પ્રથમવાર મળવાનું થયું એ સમયે તો હું કિશોરાવસ્થામાં હતો. આગળ વાત કરી એમ વાંચનનો ભારે શોખ અને અનેક વિષયનાં પુસ્તકો હાથમાં આવ્યાં નથી અને પૂરાં કર્યાં નથી! સાહિત્ય હોય કે વાર્તાઓ, કવિતાઓ કે વિજ્ઞાન, નિબંધ કે તત્ત્વજ્ઞાન, આ બધું આવી જાય. બહાર પણ મિત્રોને ત્યાં, સગાંવહાલાંઓને ત્યાં જવાનું થાય કે કોઈપણ નવા ઘરમાં જતાં ત્યાં શું નવાં પુસ્તકો મળે એ શોધી વાંચવા આપવા માટે વિનંતી કરવાની. શહેરનાં બધાં વાંચનાલયોનો નિયમિત સભ્ય, મુલાકાતી અને વાચક પણ ખરો.

બાપાની મુલાકાત પછી એકવાર તેમને મેં પૂછ્યું, ''વાંચન વિશે કંઈક કહેશો? કંઈ નિયમ કરું? ધ્યેય નિશ્ચિત છે તો પછી ઘણું વાંચ્યા કરવાનો શો અર્થ?'' તેમણે કહ્યું, ''બરાબર છે. એક જ વાત કે બુદ્ધિ ડખોળાઈ જાય એવું અને એટલું ન વાંચવું. રોજ કંઈક બુદ્ધિ તીવ્ર બને એવું વાંચવું.''

આ બે વાક્યોમાં ઘણો ગહન અર્થ તથા સાર સમાયેલા છે એમ સમય જતાં મને સમજાયું. પહેલી વાત તો એ કે જેનાથી બુદ્ધિ ડખોળાય એવું વાંચન કરવું નહીં. આજે તો એવી પરિસ્થિતિ થઈ છે કે લખાણોનો, છાપાંઓ અને પુસ્તકોનો કોઈ પાર નથી. વળી એમાં જાત-જાતનાં લખાણ, વર્ણનો આવતાં હોય છે. એવી કાલ્પનિક અને વિચિત્ર પરિસ્થિતિઓ પણ ઊભી કરાઈ છે જેને વાસ્તવિકતા અને સાચા આંતરિક સુખ સાથે કોઈ સંબંધ હોય નહીં. ત્યારે આવું આપણે જો વાંચ્યા કરીએ તો આપણા મન અને બુદ્ધિની પરિસ્થિતિ એવી વિચિત્ર થાય છે કે પછી વળી પાછું મૂળ માર્ગે આવતાં ઘણો સમય લાગી જાય. જેટલો સમય આ રીતે ખોટો બરબાદ થાય એમાં મોટું નુકસાન પણ થાય. કોઈ યોગ્ય કાર્યમાં એક વખત જે એકાગ્રતા કરી હોય એ જો ગમે તે કારણે તૂટે તો પછી ફરી પાછી એ એકાગ્રતા સિદ્ધ કરતાં ઘણો વધુ સમય લાગી જાય છે. કોઈપણ રીતે આવી પરિસ્થિતિ ઇચ્છનીય નથી. આથી જ તમે શું વાંચો છો, કેવું વાંચો છો એ ઘણી મહત્ત્વની વાત બની રહે છે.

બીજી મહત્ત્વની વાત બાપાએ એ કરી કે એટલું બધું અને ખૂબ અને સતત પણ ન વાંચ્યા કરવું જેનાથી બુદ્ધિ ડખોળાઈ જાય. ઘણા લોકો વાંચનના એવા તો શોખીન, રસિયા હોય કે એક પછી એક પુસ્તકો દિશાવિહીન રીતે સતત વાંચ્યા જ કરે અને પૂરાં કરતા જાય. આમ આ પણ પછી એક વ્યસન અથવા ટેવ બની જાય અને વળી મૂળ વાત અથવા તો મૂળ ધ્યેય બાજુ પર રહી જાય. આમ વધુ પડતાં

વાંચનથી કે વધુ પડતા એના વિચારોથી પણ એક નવી જ માનસિક દુનિયા અને સૃષ્ટિ સર્જાઈ જાય છે, જે હિતમાં હોય અથવા તો ન પણ હોય. આને કારણે જ આપણે કોઈ વાર દાખલાઓ જોઈએ છીએ કે મોટા કવિઓ કે લેખકો કે તત્ત્વચિંતકો, એમાં પણ માનસિક વિકૃતિના દાખલા સર્જાય છે. તે એક અથવા બીજા વ્યસનોમાં પરિણમે અથવા તો એ માણસ સતત વ્યગ્ર અથવા દુઃખી દેખાય. કેટલીક વાર તો એમાંથી આપઘાત જેવી દુર્ઘટનાઓ સર્જાય એવા પણ દાખલા જોવા મળ્યા છે.

હવે, શું ન કરવું એ સમજાવીને પછી બાપાએ કહ્યું કે શું કરવું. તેમણે કહ્યું કે રોજ એવું થોડું કંઈ વાંચવું જેનાથી બુદ્ધિ તીવ્ર બને. આ એક અતિશય મહત્ત્વની વાત છે. છેવટે બધું કરીને, અનેક પુસ્તકો વાંચીને અથવા તો અનેક મોટી ડિગ્રીઓ કે ભણતર કરીને જે પ્રાપ્ત કરવાનું છે એ તો બુદ્ધિની તીવ્રતા, એ વાત છે. જો એ ન થાય તો બધું નકામું થાય છે અને અનેક અનર્થ સર્જાય છે. બીજી બાજુએ આ કામ થાય બરાબર, તો એમાં જીવનનું ભારે મોટું કલ્યાણ અને હિત સચવાય છે.

આજે તો આ વાત વળી અનેક રીતે વિશેષ મહત્ત્વની અને પ્રાસંગિક બની જાય છે. અમે જ્યારે વિદ્યાર્થી હતા ત્યારે તો એવી પરિસ્થિતિ હતી કે કોઈ પુસ્તકાલયમાં જઈએ કે પુસ્તકની દુકાનમાં જઈએ કે મિત્રો કે સગાં-સંબંધીઓને ઘેર જઈને પુસ્તકો મેળવીએ અને પછી વાંચીએ. આજે તો માત્ર વાંચન નહીં, પરંતુ જાત-જાતના સંદેશાઓ, વીડિયો વગેરેનો મારો ટીવી, મોબાઇલને કારણે એટલો વધ્યો છે કે ન પૂછો વાત. હવે આમાં કેટલું સારું અને કેટલું નઠારું એનો નિર્ણય કોણ કરે? વળી એવો નિર્ણય કરે તો પણ જે ઝડપથી આ બધી માહિતીઓ આપણા ઉપર ધોધની જેમ ઠલવાય છે એમાં એની શું અસર થાય? આના કારણે નાની વયના અને કુમળા કિશોરો કલાકો મોબાઇલની પાછળ જે આવે એ જોવામાં અથવા તો વાંચવામાં ગાળતા થયા છે. એની સારી અથવા તો નરસી અસરો પણ હવે તો જોવામાં આવતી જાય છે, પણ આ બધી પરિસ્થિતિ જ એવી છે કે જે બુદ્ધિને, મનને ડખોળી નાખે.

આપણે ત્યાં પાતંજલ યોગસૂત્રમાં આને જ અંતઃકરણ અથવા ચિત્તની વિક્ષિપ્ત અવસ્થા, એવું નામ આપ્યું છે. આવી વિક્ષિપ્ત અવસ્થાને કારણે શારીરિક તથા માનસિક અનેક વિકૃતિઓ સર્જાય છે. આ બધામાં સાવધાન રહેવાનું કામ તો આપણે પોતે જ આપણું પોતાનું નુકસાન અથવા ફાયદો સમજીને કરવાનું રહેશે.

આમ, બાપાની આ વાત આજે તો માત્ર વાંચન જ નહીં, પણ અનેકવિધ રીતે આપણે આપણી આંખો તથા કાન દ્વારા જે ગ્રહણ કર્યા કરીએ છીએ એ બધા માટે લાગુ પડે છે.

**[ક્રમશઃ]**



# સમયની શોધમાં...

□ ચંદ્રિકા લોડાયા

'શોમાં કાંઈ દમ નહોતો!' વૉટર પપેટનો ખેલ પૂરો થયો અને બંને થિયેટરમાંથી બહાર નીકળતાં હતાં ત્યારે નિરાલીએ પોતાનો અભિપ્રાય જણાવી દીધો. સમયને આવા જ કોઈ પ્રતિભાવની આશા હોય એમ તે અબોલ રહ્યો. વિયેતનામ સુધી ગયાં હોઈએ તો ત્યાંનો પ્રખ્યાત વૉટર પપેટનો ખેલ જોવો જોઈએ એવું સમયને લાગેલું એથી નિરાલી પણ સાથે જોડાઈ હતી કે જોડાવું પડ્યું હતું. કલાના અલગ-અલગ પ્રકારોમાં બધાને રસ ન પડે એ સ્વાભાવિક છે, છતાં બહુ જ વખણાયેલા કે ચર્ચાયેલા કલાના નમૂનાઓ સૌને આકર્ષિત કરે એ પણ એટલું જ સ્વાભાવિક છે. નિરાલી અને સમયે ઘણા દેશોના પ્રવાસ કર્યા હતા. ઍમ્સ્ટરડૅમમાં રેમ્બ્રાન્ટનાં ને વિન્સેન્ટ વેનગો(ઘ)નાં

ચિત્રો માટે કે લુવ્રમાં મોનાલિસા અને અન્ય પેઇન્ટિંગ્સ જોવામાં નિરાલીએ બહુ ઉત્સાહ દાખવ્યો હતો, પરંતુ કળા પ્રત્યે રુચિ કે સમજ ન હોવાને લીધે તે દરેક પ્રકાર માણી શકતી નહીં. આમ તો કલા સાથેનો સમયનો નાતો પણ ક્યાં પુરાણો હતો? છેલ્લાં થોડાં વર્ષોથી એને આ બધામાં રસ પડવા લાગ્યો હતો, જે વધુ ને વધુ વિકસી રહ્યો હતો.

''જમવાને હજુ વાર છે. હૉટેલ પર જશું?'' નિરાલીએ પૂછ્યું.

નિરાલી તો હૉટેલમાં જઈને વ્હૉટ્સઍપ પર સંદેશાઓ તપાસશે, કદાચ કોઈની સાથે વાતચીત કરશે. સમયને આવું કશું કરવાની ઇચ્છા નહોતી.

''હું થોડી વાર બાજુના પાર્કમાં બેસું છું. તું દોઢેક કલાક રહીને પાર્કમાં આવજે. પછી આપણે જમવા જશું.''

નિરાલી માટે આ નવું નહોતું. સમયને પોતાની નવી પ્રવૃત્તિઓ માટે એકાંત જોઈતું અને એકાંતના નાના-નાના ટુકડા એ વ્યસ્ત જિંદગીમાં મેળવી લેતો.

હૉટેલની બાજુમાં આવેલા પાર્કને સમયે આવતાં-જતાં જોયો હતો. બહારથી બાગની રચના બહુ સુંદર લાગતી હતી. એમાં ખીલેલાં ઉલ્લાસભર્યાં રંગબેરંગી પુષ્પો એને આમંત્રણ આપતાં. એણે એ મૂક આમંત્રણનો સ્વીકાર મૂક વાયદાથી કર્યો હતો. છેવટે વાયદો પૂરો કરવાનો વખત આવ્યો હતો. સમય એક વૃક્ષની નીચે આવેલી બેંચ પર ગોઠવાયો.

નિરાલી કહેતી હતી, ''સમય, તમે બદલાઈ ગયા છો!'' કદાચ એ સાચી હતી, પણ શું માણસ બદલાઈ ન શકે? તેને એવા ખતપત્ર પર સહી કરી આપવી પડે કે તે લગ્ન કરે છે ત્યારે છે એવો જ હંમેશાં રહેશે? લગ્નનાં પચ્ચીસ વર્ષો પછી પણ?

નિરાલી સાથેનાં લગ્ન વખતે સમય સુખની ચરમસીમા પર હતો. સુંદર, શિક્ષિત અને મોભાદાર કુટુંબની નિરાલી ઘરમાં સૌને આવકાર્ય લાગી હતી. પત્તાં રમતાં હાથમાં સરસ પત્તાં આવ્યે રાખે અને એક પછી એક બાજી જીતતાં જવાય એમ સમયની જિંદગીમાં બધું જ સરસ ચાલી રહ્યું હતું. MBA થયા પછી સરસ જૉબ મળી. ત્યાર બાદ પોતાનો ધંધો શરૂ કર્યો તો એ પણ સારી રીતે ચાલવા લાગ્યો. વર્ષો વીતવાની સાથે બે મજાનાં બાળકો મળ્યાં. કોઈ કુશળ આયોજનકારે કરેલા આયોજન મુજબ જિંદગીનો દરેક તબક્કો જઈ રહ્યો હતો. વિધિ, નસીબ, ઈશ્વર વગેરે અલૌકિક પરિમાણોને વચ્ચે ન લાવીએ તો આ ખિતાબ તેના પિતાને મળી શકે. સમયના પિતા હયાત નહોતા, નહીં તો પોતાના આયોજનની સફળતા જોઈને અત્યારે પોરસાતા હોત કે પછી આયોજનમાં જેનું સ્થાન જ નહોતું એવા અચાનક આવેલા વળાંકને જોતાં વિચલિત થયા હોત?

એક અદશ્ય પક્ષી ક્યારનું ચહેકી રહ્યું હતું. વાહનોના ખડખડાટની વચ્ચે એનો અવાજ એકધારો આવી રહ્યો હતો. એને શું જોઈતું હશે? એના વિખૂટા પડી ગયેલા સાથીને પોતાની આ વૃક્ષ પરની હાજરીનો સંકેત આપી રહ્યું હશે કે પછી એકલવાયી જિંદગીમાં આવવા માટે કોઈ સાથીને ઇજન આપી રહ્યું હશે?

પંખીએ આકર્ષિત કરેલી સમયના મનની ગતિ જરા વળણ વળીને ફરી મુખ્ય ધારા તરફ વળી ગઈ. મુંબઈના કફ પરેડના વિસ્તારમાંનો સમયનો જન્મ એક આકસ્મિક ઘટના હતી કે પૂર્વ નિયોજિત યોજના? પોતાનાં બાળકો સફળતાને વરે એ માટે મંડી પડતાં મા-બાપોના વર્ગમાંથી તેનાં માતાપિતા હતાં. આવાં માતાપિતા પોતે સફળ હોય તો બાળકોને તેમનાં પગલે ચાલવાનું હોય છે અને તેમને સફળતા હાથ તાળી દઈને છટકી ગઈ હોય તો એ સફળતા તેમનાં સંતાનોએ હાંસલ કરવાની હોય છે. સમયના જન્મના એકાદ વર્ષ પહેલાં જ તેનાં માતાપિતા ચેમ્બુરથી કફ પરેડ રહેવા ગયાં હતાં. સમયને આશંકા હતી કે તેઓ પોતાના સંતાનને જ્યાં તેને આગળ વધવાની ઉત્તમ તકો મળી રહે એ જગ્યાએ ઉછેરવા માગતાં હતાં અને હૉસ્પિટલ પણ શ્રેષ્ઠ જ જોઈએ ને? એના પિતા આયોજનમાં કુશળ હતા. તેમનું દરેક કાર્ય તેમના સ્પષ્ટ અને ઝીણવટભર્યા ઉપક્રમને અનુસરતું. ચેમ્બુરના ફ્લૅટમાંની તેમની જિંદગી સુખી હતી, પરંતુ પિતાને કફ પરેડ 'હૅપનિંગ ઍરિયા' લાગ્યો હશે!

તેનાં માતાપિતા અસફળ ન કહી શકાય, છતાં તેમના પોતાના વર્ગમાં હરીફાઈમાં ટકી રહેવા તેમને ચોક્કસપણે મહેનત કરવી પડી હતી. આ વર્ગમાં તમારી પાસે બધાં સુખનાં સાધનો હોય એટલું પૂરતું નહોતું. બધું શ્રેષ્ઠતમ હોવું જોઈએ તો જ તમારી ગણના થાય, જેમ કે ઘરમાં કટલરી સુધ્ધાં અમેરિકાના બેડ બાથ ઍન્ડ બિયોન્ડમાંથી આવતી. બીજાની નજરમાં પોતાને સાબિત કરવાના ધખારામાં જ જિંદગી ખર્ચાઈ જાય અને એને જ જિંદગીની ઉપલબ્ધિ માનતા થઈ જવાય એવો માહોલ હતો.

તે ઓળખતો હતો એ દુનિયામાં જિંદગી એક સરખા ઢાંચામાં ઢળેલી હતી. સૌની મનીષા અને લક્ષ્ય જૂજવે રૂપે દેખાય, પણ અંતે તો હેમનું હેમ જ હોય! કો'ક અદશ્ય હાથોએ ધન, નામના, અભ્યાસ, પૂર્વજોનું ગૌરવ, ધંધો, વિશિષ્ટ નોકરી, ઓળખાણ એવા અનેક ખાનાંઓવાળો એક વિશાળ ડબ્બો બનાવ્યો હતો. એ ખાનાંઓમાં સમાવા સૌ મથતા હતા. જો સમાઈ ન શકો તો ફેંકાઈ જાઓ એનો ડર રહેતો. જન્મ નામની ઘટનાના પરિપાકરૂપે તેની પેઢીના સૌ (એમ તો દરેક પેઢીના!) અહીં આવી ગયા હતા. એ પછી બહુ

જલદી તેમની આસપાસ બીજાઓનાં સ્વપ્નોનું જાળું ગૂંથવાનું શરૂ થયું હતું. એ જાળામાં તમારે જંતુની પેઠે ફસાતા જવાનું  કેમ કે આખરે તો તમારા 'સારા' માટે જ એ જાળું ગૂંથવામાં આવે છે! એક હોડ લાગતી સારી સ્કૂલમાં દાખલ કરવાની. ઇપ્સિત શાળામાં જગ્યા મળી જતાં જાણે ઇડરિયો ગઢ જિતાઈ ગયો હોય એવો મનોચ્છ્વ થતો, એક સુનિશ્ચિત ભવિષ્યની બાંયધરી મળતી. માતાપિતાએ એ ગઢ જીતી લીધો પછી જ તો સમય માટે ખરી કસોટી શરૂ થઈ! દરેક માતાપિતાને પોતાના બાળકમાં આઇનસ્ટાઇન થવાની સંભાવના વર્તાય એ બાળકનો વાંક? પરંતુ પોતાના જ 'ભલા' ખાતર એ બોજ ઊઠાવ્યે છૂટકો હતો. એક અબજ લોકોની વચ્ચે પોતાનું સ્થાન બનાવવું, ટકી રહેવું આસાન તો નહોતું જ.

વર્ષો સુધી ભણવું એ જ મુખ્ય ઉદ્યમ હતો. મનોરંજનનો હિસ્સો નક્કી કરેલી માત્રામાં મળી જતો. ઉત્તમ આયોજનમાં શારીરિક પાસું પણ ન ઉવેખાય. અઠવાડિયામાં ત્રણ વાર ટેનિસ રમવા જવાનું. ટેનિસ સારું રમવા લાગ્યો તો માતાપિતાને એનામાં જૉન મૅકેનરો દેખાવા લાગ્યો! અને ટેનિસ આનંદપ્રમોદની પ્રવૃત્તિ ન રહેતાં વધુ ને વધુ સારું રમવાના દબાણવાળી પ્રવૃત્તિમાં પરિવર્તિત થઈ ગઈ. સમયની દસમી-બારમીની વિજયકૂચ IIMમાં પણ થંભી નહીં. એના પછીનું શિખર હતું અમેરિકા, જે આસાનીથી સર થયું. સમયે જોયું કે પોતે જે મેળવી શક્યો હતો એ જ તેના સમોવડિયાઓને જોઈતું હતું. કેટલાક મેળવી શક્યા, કેટલાકે બાંધછોડ કરવી પડી. આ સંપન્ન વર્ગમાં એક સમાનતા હતી. તેની હારના ઘણા સહાધ્યાયીઓના પિતાઓએ પોતાનાં સંતાનોને અમેરિકા ભેગાં કર્યાં! તેના સહાધ્યાયીઓની જેમ સમયે અમેરિકામાં વસવું પસંદ ન કર્યું. કદાચ તે પણ પિતાની યોજનાના ભાગરૂપે હતું! એ પછી નિરાલી સાથેનાં લગ્ન અને સ્થિર કારકિર્દી આગળની કડીઓ માત્ર હતી.

આ બધું થઈ રહ્યું હતું ત્યારે પોતાને ક્યાં વાંધો હતો? તેને પણ તો પોતાની સફળતાનો ગર્વ હતો, પરંતુ અત્યારે તે મહેસૂસ કરતો હતો ઘોડાને આંખ પર ડાબલાં બાંધી ધારેલી દિશામાં દોડાવાય છે એવી જ એની દશા હતી. હવે એ ડાબલાં પહેરીને દોડતાં થાક્યો હતો. રામ પછી તેનો નંબર આવે એવો એ આદર્શ પુરુષ હતો! એક ફરજબદ્ધ પુત્ર, વફાદાર પતિ, પ્રેમાળ પિતા. આ બધામાં સમય ક્યાં હતો? પોતે જે કાંઈ કરી રહ્યો હતો એનાથી જુદું કાંઈ જોઈતું હતું એવું તેને ક્યારેય લાગ્યું નહોતું. તેને માતાપિતાએ કોઈ દિશામાં દોર્યો ન હોત અને જે કરવું હોય એ કરવા દીધું હોત તો? પોતે શું હોત? ચિત્રકાર? સંગીતકાર? કદાચ કાંઈ નહીં. એક વાત

ચોક્કસ હતી કે તો જિંદગી આટલી આરામદાયક ન હોત. માતાપિતાની મહેનતને લીધે જ તે 'વેલ સૅટલ્ડ' હતો.

પિતાએ ગોઠવ્યું ન હોય એવું કંઈક સમયે કર્યું હોય તો એ હતું તેણે કેળવેલો વાંચનનો શોખ. વિદ્યાર્થી અવસ્થામાં તેણે મોટા ભાગનો ફાજલ વખત વાંચવામાં વિતાવ્યો હતો, તેને નાટકોનુંય આકર્ષણ થવા લાગ્યું હતું, પરંતુ એ દિશામાં એક ડગલું પણ ભરી શકાય એવી કોઈ ગુંજાશ નહોતી. તેના પિતાનું બહુ સ્પષ્ટ મંતવ્ય હતું કે ટિકિટ કઢાવીને નાટક જોઈ આવવાનું, એનાથી વધારે એ દુનિયા સાથે સંકળાવાય નહીં. તેને પોતાની જિંદગી જીવવાનો છુટ્ટો દોર મળ્યો હોત તો તેણે અભિનય કર્યો હોત? કદાચ દિગ્દર્શન? નામના મળી હોત? કલાની દુનિયાની પણ મોકાણ છે, તમે એમાં સક્રિય હો એટલું પૂરતું નથી, તમારું નામ થવું જોઈએ. કાંઈ યથાર્થ થઈ રહ્યું છે એમ લોકોને તો જ લાગે. ઠીક છે, લોકોની પરવા ન કરો પણ ઘરનાનું શું? વાર્તા કહેવાની કળા વિશે નિરાલીને ક્યાં ઊંચો અભિપ્રાય હતો?

નિરાલી એક સારી પત્ની અને માતા હતી. આટલાં વર્ષો સુધી નિરાલી એક સારી સાથીદાર લાગી હતી, પરંતુ હવે તેની જેમ પાર્ટીઓ, રૅસ્ટોરાં, શૉપિંગ, ક્લબ, નૅટફ્લિક્સ વગેરેમાં જ સમય વિતાવવો સમયને ફાવતું નહોતું. તો શું જિંદગી બીજાને ખુશ રાખવા જ જીવ્યે જવાની? પોતાને જે રીતે જિંદગી જીવવી છે એમાં નિરાલી ન જોડાઈ શકે તો પોતાનો વાંક કે તેનો? પોતાની ઉપર નિર્ભર રહેલાને અગવડ ન પડે એની વ્યવસ્થા કરીને પોતાને જે કરવું હોય એ ન કરી શકાય?

અર્ધીએક જિંદગી આ દુનિયામાં ગોઠવાવામાં વીતી, બાકીની તો પોતાની રીતે જીવી શકાય ને?

એકાદ કલાક પછી છેવટે પેલું પક્ષી થાક્યું અને એની ઝંખના તૃપ્તિની શોધમાં ઊડી ગયું. નજીકમાં વહેતી નદીની શીતળતાને સ્પર્શીને આવતો પવન બદનને મુલાયમ આશ્લેષમાં લેતો હતો. સમયના મનનો ખળભળાટ શાંત પડ્યો. માણસને શર્ટ જેવી ચીજ પણ મનગમતી પહેરવી ગમે છે તો પછી જિંદગી મનગમતી રીતે જ જીવવી જોઈએ. એના મનમાં બધું ગોઠવાવા લાગ્યું.

નિરાલી તેની પાસે આવીને ઊભી રહી ત્યારે તે અંદરની દુનિયા લાંઘીને બહારની દુનિયામાં આવ્યો.

''હવે જમવા જશું?'' નિરાલીએ પૂછ્યું.

''તું તો ભૂખ્યા વરુ જેવી દેખાય છે! ના પાડું તો મને જ ખાવા દોડીશ!'' સમયે હળવી મજાક કરી. નિરાલીએ સ્મિત કર્યું. રોજિંદી નાની-નાની વાતોમાં મજાક કરી લેવાની સમયની

ટેવ તેને ગમતી. એમ તો તેને સમય આખો જ ગમતો. માતાપિતા નિરાલીને કહેતાં આવો ભણેલો, ધંધામાં નિપુણ, કુટુંબવત્સલ પતિ કેટલાંને મળે છે? પણ હમણાંનો સમય જરા બદલાવા લાગ્યો હતો. પોતાની વાતોમાં તે ઓછો રસ લેતો થયો હતો. તેનું જે નવું મિત્રવર્તુળ રચાયું હતું તેમની વાતોમાં નિરાલીની ચાંચ ન ડૂબતી ને રસ પણ ઓછો પડતો. સદીઓ પુરાણી વાર્તા કહેવાની કળાને તે લોકો જીવંત રાખવા માગતા હતા. વાર્તા કહેવાના નાના કાર્યક્રમો યોજતા. તેમને દસથી માંડીને પચ્ચીસેક શ્રોતાઓ મળતા. નાનકડી કોઈક સંસ્થાના ઉપક્રમે કાર્યક્રમ થઈ જાય તો પચાસેક શ્રોતાઓ થઈ જતા, પરંતુ એ તો વરસના વચલે દહાડે! નિરાલીને લાગતું આવી મહત્ત્વહીન કળા પાછળ સમય પોતાનો સમય વેડફી રહ્યો હતો. આમાંથી શું વળવાનું હતું? કોઈ હૉબી કરવી હોય તો ગાયકી કે એકાદ વાજિંત્ર વગાડવાનું ન શીખી શકાય? છેવટે નાટકમાં એકાદું નાનું પાત્ર ભજવે તોય લોકોમાં પ્રભાવ પડે. ઓળખીતા-પાળખીતા જાણે પરાણે આવતા હોય એમ એકાદ વખત વાર્તા સાંભળી જાય, વખાણ કરી જાય, પણ ફરી આવવાનું નામ ન લે!

સમયને બીજી ઘેલછા વળગી હતી પર્યાવરણનાં રખોપાં કરવાની. એ માટે તેનું બીજું મિત્રવર્તુળ હતું. તે લોકો રવિવાર અને રજાના દિવસોએ મળતા. ક્યારેક નવાં વૃક્ષો રોપે તથા રોપાઓનું મફત વિતરણ કરે, ક્યારેક જાહેર સ્થળો સાફ કરતા, તો કદીક કોઈ ગામડામાં જઈને ત્યાંના લોકોના પ્રશ્નો સમજી તેમનો ઉકેલ લાવવામાં મદદ કરતા. સમય કહેતો ભલે આ પ્રવૃત્તિઓ નાની અને જરૂરિયાતના હિસાબે નગણ્ય હતી, પણ આવાં નાનાં-નાનાં પગલાંઓથી જ દેશ અને દુનિયામાં ફરક પડશે. એનાં આવાં કાર્યોને લીધે સમયને સામાજિક કે મનોરંજક પ્રવૃત્તિઓ માટે ઓછો વખત રહેતો. જે કામ સરકારે અને નગરપાલિકાએ કરવાનાં હોય એમાં સમય અમસ્તો અટવાઈ રહ્યો હતો એવું નિરાલીને લાગતું. રજાના દિવસોએ તેને સમયનો સાથ મળતો નહીં, એથી તે ધૂંધવાતી. વરસેકથી શરૂ થયેલી પ્રવૃત્તિએ હજુ વેગ નહોતો પકડ્યો કે કોઈનું ધ્યાન નહોતું ખેંચ્યું. પ્રસિદ્ધિ અને નામનાને લક્ષમાં રાખી કરાતી પ્રવૃત્તિઓવાળા સમાજમાં સમયની આ પ્રવૃત્તિનું કોઈ મૂલ્ય અંકાયું નહોતું. સમાજની ગણનામાં ન હોય એવી ક્રિયાઓનું મહત્ત્વ ઘણી વાર કુટુંબમાં પણ નથી હોતું.

વિયેતનામના પ્રવાસેથી સમય અને નિરાલી પાછાં આવી ગયાં એ પછીની એક સાંજે સૌ સાથે જમતાં હતાં ત્યારે સમયે કહ્યું, ''મારે મને ગમતી પ્રવૃત્તિઓ માટે સમય આપવો છે એથી હું ધંધો સમેટી લેવા માગું છું.''

બધાનાં મોંમાં કોળિયા અટકી ગયા.

''તમારી રિટાયર થવાની ઉંમર નથી!'' તરત નિરાલીએ કહ્યું.

''પપ્પા, મારું ભણવાનું બાકી છે!'' બારમીમાં ભણતી દીકરી બોલી.

''મારે MBA કરવા અમેરિકા જવું છે!'' દીકરાએ કહ્યું.

સમયને પોતાની જવાબદારીઓનો પૂરો ખ્યાલ હતો છતાં તેણે અનુભવ્યું કે જાણે તે બધાની ઇચ્છાપૂર્તિનું સાધન માત્ર હતો. તેણે કહ્યું, ''અભિ, તું પગભર ઊભો રહી શકે એવું સારામાં સારું શિક્ષણ તને અપાવ્યું છે. હવે તારે અમેરિકામાં ભણવું હોય તો થોડી મહેનત તારે પણ કરવી પડશે. ફી હું ભરીશ પણ બીજા ખર્ચા કાઢવા તારે કામ કરવું પડશે.''

બધાના ચિંતાગ્રસ્ત ચહેરા જોતાં તરત સમય બોલ્યો, ''ચિંતા ન કરો. હું બધાની સગવડ કરીને પછી જ રિટાયર થઈશ. કામકાજ ઓછું કરવાનું એક કારણ તમારી સાથે વધુ સમય વિતાવી શકું એ પણ છે. રજાના દિવસોએ મને ગમતું કરવા જાઉં તો તમને બધાને સમય નથી આપી શકતો, મમ્મી એ માટે નારાજ છે. હવે આપણે સાથે વધુ સમય ગાળી શકીશું, પણ થોડા ખર્ચાઓ પર કાપ મૂકવો પડશે.''

લાઇફ સ્ટાઇલમાં આવી રહેલા બદલાવને કોઈએ આવકાર્યો નહીં.

''તમારે હજુ પાંચ-છ વર્ષ કામ કરવું જોઈએ. છોકરાંઓ ભણી લે, નિશીનાં લગ્ન થઈ જાય ત્યાં સુધી.'

''તું ગભરા નહીં. બધું બરાબર થશે. કોઈને તકલીફ નહીં થાય, પણ ખોટા દેખાડા માટે હું ગાડાનો બેલ નહીં બનું એટલું ચોક્કસ છે.''

''પણ પપ્પા, હવે તમે પહેલાંની જેમ કામ નહીં કરો તો અમારે શું નહીં કરવાનું?''

મહત્ત્વનો પ્રશ્ન હતો. સમયે પોતે પણ નાની-નાની વાતોનો ઊંડાણથી વિચાર નહોતો કર્યો. જરા વિચારીને તેણે કહ્યું, ''વારંવાર પ્રવાસ માટે કે મોંઘાં રેસ્ટોરાંમાં નહીં જઈ શકાય. અર્થ વગરની ખરીદીઓ ટાળવી પડશે. તમે આખો વખત કપડાં લીધાં કરો છો, બૂટ-ચંપલની ન જાણે કેટલીયે જોડીઓ તમારી પાસે છે એ તમે નહીં કરી શકો. તમને તમારી અંગત ચીજો લેવા પૈસા મળશે એટલામાંથી તમારે જે ખરીદવું હોય એ ખરીદવાનું. તમે વિચારપૂર્વક લેશો તો તમને પૈસા ઓછા નહીં પડે, પણ જે ગમ્યું એ તરત લઈ લીધું ને પછી ભલે ને કબાટમાં સડે એવું નહીં કરી શકો.''

''આ મને પણ લાગુ પડે છે, ખરું ને?'' નિરાલીએ પૂછ્યું.

''હું તમારા સૌની પાયાની જરૂરિયાતોની જવાબદારી ઉપાડીશ, પણ તમારાં નખરાં પોસવાની ત્રેવડ નહીં હોય.''

''પપ્પા, આ તો જુલમ છે. અમે

અમારા ફ્રેન્ડ્સ સાથે પ્રોગ્રામ્સ નહીં બનાવી શકીએ!''

''સાવ એવું તો નહીં થાય. હમણાં કરતાં બે-ચાર પ્રોગ્રામ ઓછા થાય એવું બની શકે, પણ પછી ઓછા પૈસામાં પણ મજા કરવાની ફાવટ તમને આવી જશે.''

''સમય, છોકરાંઓ અપર ક્લાસમાં ઊછર્યાં છે, તેમને સામાન્ય લોકોની જેમ જિવાડીને તમે તેમની લાઇફ ખરાબ કરી નાખશો.'' નિરાલીના સ્વરમાં ગુસ્સો હતો.

''નિરાલી, સામાન્ય લોકો કેમ જીવે છે એની જાણ છે તને? એકાદ બ્રાન્ડેડ વસ્તુ લેતાં તેમને કેટલી તકલીફ થાય છે! અભિ અને નિશી બે-ત્રણ વર્ષ સુધી ખરીદી ન કરે તો તેમને જરાય વાંધો ન આવે એટલાં બ્રાન્ડેડ કપડાં અને બીજી ચીજોનો ઢગલો તેમની પાસે છે! અભિ ૨૧ વર્ષનો થયો, નિશી ૧૮ની છે. બંને હવે નાનાં નથી. તેમને બધું પરબારું મળે એ ઠીક નથી.''

''ધિસ ઇઝ નોટ ફેર, પપ્પા!'' નિશી રડવા માંડી.

નાની નિશી સમયની ખૂબ લાડકી હતી. તે પાણી માગે ત્યાં સમયે દૂધ હાજર કર્યું હતું. તેનાં આંસુ સમયને ડગમગાવી શકે એમ હતાં. તેને ગાંધીજીની આત્મકથાનો પ્રસંગ યાદ આવ્યો. છરી-કાંટા, બૂટ-મોજાં વગેરેનો ત્યાગ કરતાં તેમના કુટુંબનેય તકલીફ થઈ હતી! તેણે નિશી પાસે જઈને તેના માથે હાથ ફેરવતાં કહ્યું, 'નિશીબેટા, મારી લાડકડી, તને ખબર છે ને કે હું તને હેરાન થવા ન દઉં? પણ માત્ર મોજશોખ એ જિંદગી નથી. હું ઇચ્છું છું કે હવે તમે બંને જવાબદારીથી જિંદગી જીવતાં શીખો. હું એકાવનનો છું. મારે જે કરવું હોય એ હું હવે ન કરું તો બહુ મોડું થઈ જાય. મને મારા માટે સમય ન જોઈએ?''

નિશીએ તેની વાત સમજતાં હકારમાં ડોકું હલાવ્યું. આખી વાતને હળવી બનાવતાં સમયે કહ્યું, ''સમયને જ સમય શોધવો પડે છે!''

કોઈ હસ્યું તો નહીં, પણ પછી સૌ ચૂપચાપ જમવા લાગ્યા. સમયના નિર્ણયે સૌને પોતાના માટે વિચારતાં કરી મૂક્યા, સમયે કેટલો ભાર પોતાના ખભે ઉપાડ્યો હતો એય સમજાયું.

કેટલાય દિવસોથી દ્વિધા અનુભવી રહેલો સમય હળવો થયો હતો. તે હવે માત્ર પિતા રહેશે, તેનાં બાળકોનો મક્કમ સધિયારો, અલાદ્દીનના જાદુઈ ચિરાગનો જીન નહીં. તે નિરાલી માટે સારો સાથીદાર રહેશે, પણ પોતાની યોગ્યતા પૈસા કમાવીને પુરવાર નહીં કરે. બીજાના પ્રતિભાવો મનને ગમતા મળે એવી અપેક્ષા રાખ્યા વિના પોતાને જેમાં જિંદગી જીવવાનો આનંદ અને સંતોષ મળે એવી જિંદગી તે જીવશે.

❑❑❑



રેખાચિત્ર : શ્રી ચંપકભાઈ પાવાગઢી

# *ખમ* - લાકડાના ઢોલનો સૂર-સંદેશ

**☐ વિક્રમ ચૌધરી**

**મા**નવજીવન રાગમાં સંગીતના લય, તાલ અને ધૂન એ મનની લત કરતાં તો જીવન-આનંદનો શ્વાસ છે. એના વિના જીવવું શક્ય જ નથી. માનવજીવનના તાલ, લય અને રાગમાં પ્રકૃતિપ્રેમ, પૂજા, પ્રકૃતિમય સહજીવન, પ્રકૃતિનું જ્ઞાન, મૂલ્ય, પ્રકૃતિનું સંગીત, ગીત, પ્રકૃતિનાં અનુપમ વૈવિધ્ય અને ધબકાર રગેરગમાં ભળેલાં છે. એમાંનું ગીત, સંગીત અને લય જે સમયકાળમાં જુદાં-જુદાં રૂપમાં આકાર પામી, જીવનના અભિન્ન અંગ તરીકે સંસ્કૃતિના રૂપમાં પરંપરામાં વહ્યાં કરે છે. પરંપરામાં વહેતા જીવન-આનંદના સંગીતના શ્વાસથી આદિવાસી જીવન આદિમકાળથી ધબકતું રહ્યું છે.

ભારતનાં વિવિધ રાજ્યો અને પ્રાંતના સાંસ્કૃતિક વૈવિધ્યના મેઘધનુષી ચિત્રથી સૌ ભારતવાસી પરિચિત છે. એમાં આદિવાસી લોકજીવનનું મેઘધનુષી ચિત્ર વિશેષ રંગીન રહ્યું છે. એનો એક રંગ એટલે આદિવાસી સંગીત, નૃત્ય, લય, તાલ અને રાગના અનુપમ રંગની શોભા અને પરંપરા. જેમાં ભારતના ઉત્તર પૂર્વના રાજ્યો નાગાલૅન્ડ, મ્યાનમાર અને અરુણાચલ પ્રદેશની *અંગામી, ઑ, ચાખેસંગ, ચાંગ, કચરી, કોણ્યાક, કુકી, લોથા, ફોમ, પોચુરી, રેંગમા, સંગતમ, સુમી, ઝેલીંગ હેગા*

વગેરે નાગા જાતિઓના વસવાટવાળી સાંસ્કૃતિક વૈવિધ્યના સમૃદ્ધ ખજાનાની ભૂમિ રહી છે. સંગીત-વાદ્યોના ખજાનામાં વાંસનું તંતુ વાદ્ય *એની*-માઉથ ઑર્ગન, *ઘાંઘળી*, વાંસની વાંસળી-*લૉવ-ફૂલીલી-વેવો, તૃમ્પેટ, ઢોલ-ડ્રમ* અને *ખમ-લૉગ ડ્રમ* મુખ્ય છે. અહીં *ખમ*-લાકડાનો ઢોલ જે ચામડાના પડ વગરનો અને ૮૦-૯૦ ફૂટ લાંબા (એક મોટા ઝાડમાંથી બનાવેલા) વાદ્યની સાથે એની પરંપરાની ચર્ચા કરવી છે.

લૉગ ડ્રમને જુદા-જુદા નાગા સમુદાયની ભાષામાં જુદા-જુદા નામથી ઓળખવામાં આવે છે. કાજેન મોંગરો Naga Cultural Attire and Musical Instrumentsમાં લૉગ ડ્રમના નામ અને સ્થિતિની વિશે લખે છે. : “In many villages log drums are not found today. The Konyak Nagas call it Shum. All the five tribs in Tuensang District use log drum. In every village of these five tribe has at least one or more log drums today. The Khiamangan Nagas called it Pheam, and the Changs call it Tongsen whereas the Sangtams call it Singkong. The Hukphang village of Phm tribe is a big one. In this village, each khel has one log drum respectively. They call it Thongh. The Yimchungers call it Sangkong.” અને વાંચો નાગા સમુદાય *ખમ* નામથી ઓળખે છે. *ખમ-લૉગ ડ્રમ વાંચો, ઑ, કોણ્યાક, ખિયામ્ગન, ચાંગ, ફોમ અને સંગતામ જેવા* નાગા સમુદાયનાં વસવાટવાળાં ગામોમાં એક-બે અચૂક હોય છે. અહીં વાંચો નાગા સમુદાયનું લૉગ ડ્રમનું ચિત્રનો આધાર લીધો હોવાથી આપણે *ખમ* નામથી ઓળખીશું.

*ખમ* સંદર્ભે નાગા સંસ્કૃતિના જાણકાર ડૉ. ગૌતમ ચેટરજી સાથે વાર્તાલાપ કરતાં રાષ્ટ્રીય સંગ્રહાલય સંસ્થા, નવી દિલ્હીના પ્રો. એ. કે. દાસ લખે છે : “This log drum is very integral part of Naga life. This is created out of huge tree trunk sometime going up to 30 to 40 mts. in length and 5 to 6 feet height. The drum is flattened from the bottom to place it on the ground firmly and from the top through carvings a hollow is made and on betting from top the sound emits. Sometime those are highly decorated with human motif...... This is a very elaborate process. First of all one of the Naga man has to volunteer to donate a tree from his own forest area. Then youth go to cut the

tree and after performing a ritual they start the tree-falling process. And only tool they use is Dao." *ખમ* બનાવવાનું અને તેની અનુષ્ઠાનની વિધિનો ઉત્સવ મનાવવાનું આયોજન ને દિવસ ગ્રામસમૂહ નક્કી કરે છે. નક્કી થયેલા દિવસે ગામના વડીલો *ખમ* બનાવવા માટે જંગલમાં જઈ ઝાડની પસંદગી અને એના ઉપર વાઘ, મગર, અજગર, મોટો સાપ કે અન્ય પશુ-જનાવર પૈકી એક આકૃતિ કોતરવાનું નક્કી કરવામાં આવે છે. પ્રથમ નક્કી કરેલા ઝાડની નાગા સમુદાયની પરંપરા પ્રમાણે પૂજા થાય ને પછી ગામની મુખ્ય વ્યક્તિ *'ડૉવ'* (નાગા સમુદાયનું મુખ્ય ઓજાર)થી પરંપરાગત રીતે ઘા કરી ઝાડને કાપવાની શરૂઆત થાય.

ઝાડ કાપવું, એનાથી ડાળીઓ અલગ કાપી, છાલ કાઢવી અને ઝાડની લંબાઈ અને ઘેરાવ પ્રમાણે નાનો ભાગ કાપવાનું કામ સામૂહિક રૂપમાં આગળ ચાલે. નીચેના પાતળા ગોળાકાર ભાગને જમીન ઉપર સપાટ બેઠક બની રહે એ રીતે ઘડવામા આવે. લાંબા લાકડાને સીધું કરી આગળનો ભાગ એ માથું, વચ્ચે ધડ-શરીર અને પૂછડી એવું વડીલો નક્કી કરે.

*ખમ*ના ત્રણ ભાગનું કોતરકામ, વાહતુક માટે જંગલમાં રસ્તો બનાવવો, અનુષ્ઠાન અને અન્ય કામ વ્યક્તિની કળા પ્રમાણે સહજ વહેંચાઈ જાય. કલાત્મક કોતરવાવાળા અનુભવી લોકો માથાના ભાગે વાઘ, માણસ, અજગર જેવા પશુ-જનાવરની નક્કી થયેલી આકૃતિ કોતરવાનું કામ ઉત્સાહપૂર્વક આગળ વધે.

માથાની આકૃતિ કોતરવાના કામમાં કલાત્મક માણસો કામ કરે, જ્યારે ધડની અંદર-વચ્ચે પોલાણ બનાવાનું કામ મજબૂત સમૂહ કામમાં જોડાયેલો



હોય. ધીરે-ધીરે કોતરતાં-કોતરતાં સાત-આઠ મીટર લંબાઈ અને ઉપરથી દોઢ-બે ફૂટ પહોળું અને ઊંડું અંદર ધીરે-ધીરે કોતરીને કોતરવાવાળા અંદર ઘૂંટણિયે સરકીને કોતરી શકે એવું પોલાણ બને. બીજી તરફ ગામમાં Morung- (યુવાનો જ્યાં ભેગા થાય એવું ઘર)ની બાજુમાં ખમ માટે મોટું ઘર બનાવવાનાં કામમાં અન્ય સમુદાય જોડાયેલો હોય, તો એક સમૂહ જંગલમાંથી ગામ સુધી લઈ જવા માટેનો રસ્તો અને ખેંચવા માટે વાંસ, લાકડાં, વેલાં અને જરૂરી અન્ય સાધનસામગ્રી મેળવવાનું કામ વડીલો અને યુવાનો હળીમળીને કરે. આ કામ સતત એક અઠવાડિયાથી લઈ પંદર કે એ કરતાં વધુ દિવસ ચાલે ને ધીરે-ધીરે *ખમ*નો આકાર તૈયાર થાય.

*ખમ* તૈયાર થઈ ગયા પછી વગાડવા માટે એક હાથ લાંબા અને બે વેંત ઘેરાવો ધરાવતા વીસથી વધારે લાકડાના ટુકડા કાપવામાં આવે. આ ટુકડાને વચ્ચે હાથની મુઠ્ઠીમાં આવે એવા પાતળા ગોળાકાર, એમ બંને બાજુ જાડા અને વચ્ચે પાતળા દંડા તૈયાર કરવામાં આવે. નાના દંડ ઉપરાંત બે મોટાં સાત-આઠ ફૂટ લાંબાં અને ત્રણ વેંત ઘેરાવાવાળાં ગોળ લાકડાં વગાડવા માટે કાપવામાં આવે. એની સાથે *ખમ*ની નીચે જમીન પર મૂકવા માટે સાત-આઠ ફૂટ લાંબાં અને ચાર વેંત ઘેરાઈવાળાં ચાર-છ લાકડાં કાપવામાં આવે. જંગલમાં અને ગામમાં પુરુષો વધુ પરિશ્રમવાળું કામ કરે, તો ગામની બહેનો ભાઈઓ માટે ભોજન બનાવવાનું, પીણાં અને અન્ય જરૂરી સામગ્રી જંગલમાં પહોંચાડવાની સેવા પૂરી પાડે. પરંપરાગત આ કાર્યમાં ગામનાં સ્ત્રી-પુરુષ તમામ પંદરથી વીસ દિવસ સુધી સામૂહિક રીતે ઉત્સાહ અને ઉમંગથી જોડાયેલાં હોય છે.

*ખમ* એક અનુષ્ઠાન હોય, ગામમાં લાવવાના દિવસને ઉત્સવ તરીકે મનાવવાની પરંપરા છે. ગામમાં ખેંચીને લાવવા જંગલી વેલા, વાંસ, નાનાં લાંબાં લાકડાં વગેરેથી *ખમ*ને આવડત પ્રમાણે મજબૂત રીતે બાંધવામાં આવે. ખેંચવા માટે બસો-ત્રણસો માણસો એકસાથે ખેંચી શકે એવી આવડતથી વાંસ, લાકડાં ને વેલાથી બાંધવાનું કામ બહુ જ મહત્ત્વનું હોય, જે ગ્રામીણ કળા ધરાવતા અનુભવી લોકો કરે. બાંધવાનું કામ પૂર્ણ થયા પછી વડીલોની રાહબરીમાં *ખમ*ને ગામમાં લાવવાનું આયોજન થાય.

જેમાં ગામના વડીલ અને યુવા પુરુષો આવડત અને શક્તિ પ્રમાણે *ખમ*ને જુદી-જુદી ટેક્નિકથી બાંધી, લાકડા પર ગોઠવી, એકસાથે સમૂહની શક્તિ કેન્દ્રિત થાય એ રીતે દરેક વ્યક્તિ પોતાની તાકાત લગાવે. એમાં સામૂહિક શક્તિને કેન્દ્રિત કરવા માટે બે-ત્રણ કરતાં વધારે વડીલો એકસાથે લય હા... ઑ હે... હા... ઑ હે.. સૂર બોલાવે. વડીલોના શબ્દો ખેંચવાવાળો

જનસમૂહ બે વખત સામૂહિક રીતે ઝીલે અને ત્રીજી વખતે એ જ લયમાં એકસાથે જોર અજમાવીને ખંચે. ધીરે-ધીરે નક્કી કરેલા સ્થાનક સુધી પહાડ, જંગલ, ખાડાટેકરાવાળા ભાગ કે રસ્તામાંથી ગામમાં લાવવામાં આવે. જ્યારે સપાટ જગ્યા આવે ત્યારે હો... હો... હો... હો... કરતો જનસમૂહ વડીલોની દેખરખ હેઠળ ધીરે-ધીરે આગળ વધે. ગામમાં નક્કી જગ્યાની નજીક આવે તેમ-તેમ સમૂહનો આનંદ ગીત, ચિચિયારી અને નૃત્યમય બનતો જાય ને યુવા વર્ગ ગેલમાં આવતો જાય.

ગામમાં પરંપરાગત વિધિ સમયે પરંપરાના જાણકાર અને વડીલો સામૂહિક રીતે ઊંચો અને હુંકાર ભરતો એક નાદ-સૂર વૌ... અ... અઉ.... વૌ... અ અઉ.... વૌ... અ... અઉ.... વૌ... અ અઉ... વૌ... અ... અઉ... વૌ... અ અઉ... વૌ... અ... અઉ.... વૌ... અ અઉ... થી *ખમ*ની પૂજા થાય. પૂજામાં ૨૦-૨૨ લોકોનો સમૂહ *ખમ*ની બંને તરફ ઊભા રહી હાથમાં 'ડોવ' કે અન્ય પરંપરાગત સાધન લઈ નાદ કરે. આ સમૂહ મોટા અવાજે રાગ અને લયમાં હોઑ... અ... ઉ... હુંય હૂય, હોઑ... અ... ઉ... હુંય હૂય, હોઑ... અ... ઉ... હુંય હૂય. ત્રણ-ચાર મિનિટ પછી ધીમા સ્વર હોઑઅઅ...હેએ હેએ... હોઑઅઅ...હેએ હેએ... ધ્વનિ સાથે અંત આવે.

પ્રારંભના સામૂહિક નાદ પછી ગામ-સમુદાયના વિજેતા યોદ્ધાને માન આપવા, સામૂહિક ઉત્સવના સંદેશા માટે, જંગલમાં આગ લાગે ત્યારે લોકોને ભેગા થવા, દુશ્મન ગામ પર હુમલો કરે કે હિંસક પશુ ગામ તરફ આવે ત્યારે ભયથી અવગત કરાવવા માટે, સૂર્ય કે ચંદ્રગ્રહણ સમયે અને ગામના વડીલનું અવસાનના પ્રસંગે નાનાંમોટાં લાકડાંના જુદી-જુદી રીતે ઘાત કરીને વગાડવાની પરંપરા છે. સંદેશો પહોંચાડવાના સમયે વગાડવાની પરંપરાને નાગા ભાષામાં 'પ્રિલુડ' કહેવામાં આવે છે. સંદેશા સમયે *ખમ* ઉપર દંડા સિવાય બે વેંત ઘેરાઈવાળા અને ચાર હાથ લાંબા બે આડા લાકડાથી ઘાત કરવામાં આવે છે. બે લાકડા પૈકી એક લાકડાથી જોરથી બે વખત ઘાત કર્યા પછી બીજા લાકડાથી ઘાત કરવામાં આવે ત્યારે ટ્ડક... ત્ડક... ત્ડક, ત્ડક... ત્ડક... ત્ડક, ત્ડક... ત્ડક... ત્ડક ધ્વનિ સંભળાય છે. નાના દંડાનો ત્ડક.. ત્ડક.... ત્ડક. ધ્વનિ અને લાંબા લાકડાના ઘાતનો ટઑક... ટઑક.... ટઑક... ધ્વનિ સંભળાય છે. બંને પ્રકારનાં લાકડાંથી એકસાથે લયાત્મક રીતે ઘાત કરતાં-કરતાં મુખ્ય વ્યક્તિ ગીત ગાવા આવે ને અન્ય લોકો ગીતને ઝીલીને ગાય. સાથે જુદા-જુદા લય અને તાલમાં કરવામાં આવતા ઘાતની સાથે વગાડવાવાળાના મોઢામાંથી એકસાથે નીકળતો ધ્વનિ બે-ત્રણ ગામ સુધી

સંભળાય છે.

*ખમ* બનાવવાની શરૂઆતથી લઈ અનુષ્ઠાન વિધિ પૂરો થાય ત્યાં સુધી ગામના લોકોએ પરંપરાગત અમુક નિયમોનું પાલન અચૂક કરવાનું હોય. અનુષ્ઠાન પછી ખમ ગામદેવ બની જાય, જે ગામ અને પૂજા કરવાવાળાનું રક્ષણ, માર્ગદર્શન અને કલ્યાણ કરે છે. અનુષ્ઠાન સમયે ગવાતાં પરંપરાગત ગીતોમાં વણાયેલાં દર્શન વિશે ઇન્દિરા ગાંધી રાષ્ટ્રીય માનવ સંગ્રહાલય, ભોપાલ ખાતે ખમના અનુષ્ઠાન સમયે ગવાયેલા ગીતના ભાવાનુવાદની નોંધ : IGRMS-Govt. of India પર આ પ્રકારે છે. : “They are seeking permission from God through squirrels, birds and insects, they asked squirrels and birds that the tree in which you used to play and take rest, and the fruits you used to eat is being taken away from you for our important purpose, please do not mind, they also asked the insects and birds that the tree in which you used to take rest and the tree in which you sang a song is being taken away for our urgent need please excuse us. At last the artist welcomed the log drum that, you will find a safe place for you we are just about to reach the village.” – “ઓ સુંદર નદીકિનારેના જાદુઈ ઝાડ, તારી ઘટાદાર ડાળીઓની સુંદરતા અને એમાં વસતા જુદા-જુદા જીવો માળા બનાવી, ફળ આરોગી, તારી ઘટામાં આનંદમય જીવન વ્યતીત કરી રહ્યા છે. જીવ, જંતુ અને પક્ષીઓ તમારા માધ્યમથી અમે ભગવાનને પ્રાર્થના કરીને માફી સાથે અનુમતિ માગી રહ્યા છીએ કે જ્યાં તમે આરામ કરતાં હતાં, જે ઝાડ પર આપે અનેક ગીતો ગાયાં છે, જે ઝાડ તમારાં ગીત-સંગીતથી ગુંજતું હતું એ ઝાડ અમે સૌની ક્ષમા માગી તમારી પાસેથી ઝૂંટવીને અમારી સમૃદ્ધ પરંપરાના વહન માટે અમે લઈ રહ્યા છીએ. તમને તમારા માટે સુરક્ષિત જગ્યા મળી રહેશે એવો આશાવાદ અમે રાખીએ છીએ.”

આજે ઉત્તર-પૂર્વ ભારતની અતુલ્ય સાંસ્કૃતિક ધરોહરની સમૃદ્ધ પરંપરાને સમયકાળની ઊધઈ કોતરી રહી છે, જે સુરક્ષિત બની રહે એવો આશાવાદ આપણે રાખીએ.

❑❑❑

સાચા અર્થમાં સંસ્કૃતિ જરૂરિયાતો વધારતા જવામાં નથી, પણ રાજીખુશીથી સમજપૂર્વક જરૂરિયાતો ઘટાડતા જવામાં છે. સાચા સુખનો એ જ એકમાત્ર રસ્તો છે.

**- ગાંધીજી**



# 'ગગન ધીમે-ધીમે અંધકારમય બનતું જાય છે' વૃદ્ધાવસ્થાની અર્થસભર અભિવ્યક્તિ

☐ બટુકદાસ નિમાવત

**ચીન**ના ઝાઉ ડેક્સીન નામના નવલકથાકારની એક અર્થસભર કૃતિ છે. 'The Sky Gets Dark Slowly' (ગગન ધીમે-ધીમે અંધકારમય બનતું જાય છે). વર્તમાન સમયમાં વૃદ્ધો કેટલીક સમસ્યાઓનો સામનો કરી રહ્યા છે. આપણી પરંપરામાં સંયુક્ત પરિવારની અત્યંત સકારાત્મક જીવનપદ્ધતિ હતી. વૃદ્ધો તેમનાં સંતાનો તથા પૌત્રો, પૌત્રીઓ સાથે રહેતા હતા. સાદગીભર્યું જીવન જીવવાની ટેવને કારણે તેમને કોઈ તકલીફો ન હતી. પુત્રો, પુત્રવધૂઓ, પૌત્રો અને પૌત્રીઓ તેમની કાળજી રાખતાં. સાથે નજીક બેસીને વાતો કરતાં. વૃદ્ધ દાદા-દાદી ખાટલા પર બેસીને દિવસો પસાર કરતાં. સાંજ-સવારે પૂજા, પાઠ-માળા કરતાં. સાદું પણ પૌષ્ટિક કહેવાય એવું ભોજન લેતાં. મિતાહારને કારણે મોટે ભાગે તેમના દેહ મેદસ્વી બનતા નહીં.

ભારતની જેમ ચીન અને કેટલાક એશિયન દેશોની જીવનપદ્ધતિ સમાન

હતી. ઝાઉ ડેક્સીનની કૃતિ 'The sky gets dark slowly'માં સંવેદનાસભર રજૂઆત છે. હવે વિશ્વભરમાં વૃદ્ધોની સંખ્યા વધવા લાગી છે. તેમની વધતી જતી ઉંમરને કારણે કેટલાક નવા પ્રશ્નો ઊભા થવા લાગ્યા છે. ઝાઉ ડેક્સીન લખે છે કે ઘણા વૃદ્ધો એમ માનતા હોય છે કે તેમને બધી ખબર છે. તેમના લાંબા આયુષ્યને કારણે તેમનું જ્ઞાન વધારે છે એમ તેઓ માનતા હોય છે. વાસ્તવમાં મોટી ઉંમરના વૃદ્ધો બાળકોની જેમ અજ્ઞાની હોય છે. તેમને નવી બાબતોની જાણકારી નહિવત્ હોય છે. એથી વૃદ્ધોએ એવું માનવું યોગ્ય નથી કે તેઓ નવી પેઢી કરતાં વધારે જાણકાર છે. હકીકતમાં નવી પેઢીને વિજ્ઞાન, ટેક્નોલૉજી, કમ્પ્યૂટરને કારણે જ્ઞાનનો વ્યાપ સરળ રીતે પ્રાપ્ત થાય છે.

ડેક્સીન કહે છે કે નવું શીખવાની તૈયારી વૃદ્ધો માટે આનંદનો સ્રોત બની શકે છે. બાકી તો શારીરિક, માનસિક મુશ્કેલીઓ વૃદ્ધાવસ્થા સાથે જોડાયેલી હોય જ છે. ૬૦ વર્ષની ઉંમર બાદ ધીમે-ધીમે આકાશ વધારે અંધકારમય બનતું જાય છે. આવા સંજોગોમાં કેટલીક માનસિક તૈયારી રાખવી જરૂરી છે, જે આવી રહ્યું છે એનો સ્વીકાર કરવો અનિવાર્ય છે. ડરથી ભયભીત થવાથી પ્રશ્નો વધશે, ઘટશે નહીં.

ઝાઉ ડેક્સીન વૃદ્ધાવસ્થાની સમસ્યાઓનો સામનો કેવી રીતે કરવો એની કેટલીક ટિપ્સ (સૂચનો) આપે છે, જે સૌએ સમજવાલાયક છે.

તમે વૃદ્ધ થઈ જાઓ ત્યારે તમારી આજુબાજુના લોકોની સંખ્યા ઘટી જવાની. ઘણીવાર તો તમારાં દાદા-દાદી, માતા-પિતા કદાચ આ દુનિયાને છોડીને ચાલ્યાં જ ગયાં હોય. વૃદ્ધો પોતાની જાતે પોતાનું ધ્યાન રાખવા સક્ષમ રહેતા નથી. યુવા પેઢી તો તેમના કાર્યમાં, નોકરીમાં વ્યસ્ત હોવાના. ૬૦-૭૦ની ઉંમરના વૃદ્ધો તો ક્યારેક પતિ પત્નીને અને પત્ની પતિને છોડીને ચાલ્યાં ગયાં હોય એવું પણ બને. આવા ખાલીપાભર્યા દિવસોનો સામનો વૃદ્ધોએ તો કરવાનો આવતો જ હોય છે. આવી સમસ્યાઓનો કોઈ સરળ ઉપાય તો છે જ નહીં. એનો એક જ ઉપાય છે - એકલા રહેતાં શીખવું અને એકાંતને માણતાં શીખવું. કોવિડ-૧૯ દરમિયાન તો નાની ઉંમરના લોકોને પણ એકાંતનો અનુભવ કરવો પડ્યો છે.

ઝાઉ ડેક્સીન



સતત ઘોંઘાટ અને ગીચતાની વચ્ચે રહેનાર લોકો આવા વાતાવરણથી કંટાળી જતા હોય

છે. solitude (એકાંત) વાસ્તવમાં આધ્યાત્મિક બાબત છે. તમે સમુદ્રકિનારે એકલા બેઠા હો તો તમને દરિયાનાં મોજાંઓના અવાજમાં વિરાટ-તત્ત્વના અવાજનો અનુભવ થશે. હિમાલયમાં એકાંત તમને સીધા પરમતત્ત્વ સામે જોડી દે છે. અલબત્ત, વૃદ્ધોએ તો મોટે ભાગે તેમનો સમય ઘરે એકલતામાં પસાર કરવાનો આવતો હોય છે. આવા સંજોગોમાં ધ્યાન કરવું, સારાં પુસ્તકો વાંચવાં, પ્રાર્થના કરવી - એ એકલતાનો સામનો કરવાનો સકારાત્મક ઉપાય છે. આ ઉપરાંત સાંજ-સવાર ખુલ્લા ફળિયામાં, લૉબીમાં બેસવું, કૂંડામાં ઊગેલાં, ખીલેલાં ફૂલોનાં સૌંદર્યને માણવું, પણ ખૂબ જ સારો અનુભવ સાબિત થશે. તમારા પાસે સ્માર્ટફોન હોય તો એમાં તમે સર્વોત્તમ સંગીત પણ માણી શકો. આ ઉપરાંત તમે પ્રેરણાદાયી પ્રવચનો. Podcast પણ સાંભળીને મજા માણી શકો છો.

પશ્ચિમના દેશોમાં તથા ભારતમાં શહેરી લોકો એકલતાથી બચવા Pets (પાલતુ પ્રાણીઓ) પાળે છે, જેનાથી તેઓ લાગણી તથા નિકટતાનો અનુભવ કરે છે. શ્વાનોમાં તો ઉચ્ચ ગુણવત્તાવાળા Pets હવે ઉપલબ્ધ હોય છે. અલબત્ત, એની સંભાળ રાખવાની પ્રક્રિયા એટલી સરળ નથી હોતી, પરંતુ Domestic pets વૃદ્ધોની સંભાળ રાખતાં હોય છે. ભારતમાં પ્રાચીન સમયમાં લોકો Domestic animalsને ભાવપૂર્વક રાખતા હતા. ગાયને તો ભારતીય લોકો માતા ગણે છે, જેનું દૂધ આરોગ્ય માટે ખૂબ જ ઉપયોગી ગણાય છે. ગાયોની સંભાળ રાખવી સહેલી તો નથી જ, પરંતુ આર્થિક રીતે સક્ષમ વૃદ્ધો ગાયોની સંભાળ માટે કોઈ વ્યક્તિને રોકી શકે છે. ગાયોમાં પણ સંવેદના ભરચક પ્રમાણમાં હોય છે. આમ એકલતાથી બચવાના કેટલાક ઉપાયો તો હોય જ છે, પરંતુ વૃદ્ધોએ આ બાબતે સક્રિય બનવું જ પડે.

પરિવાર તથા સમાજમાં વૃદ્ધોની કાળજી લેવાનો સમય ઓછો ફાળવી શકાય છે. તમે ભૂતકાળમાં ભલે મોટા અધિકારી હો કે પ્રસિદ્ધ વ્યક્તિ હો, વૃદ્ધાવસ્થામાં તો તમારું મહત્ત્વ અવશ્ય ઘટવાનું. નવી પેઢી તો કદાચ તમને ઓળખે પણ નહીં એવું બને. તમે હવે વૃદ્ધ પુરુષ કે સ્ત્રી બની ચૂક્યાં છો. હવે તમે ઘરના કોઈ ખૂણામાં રહેવા લાગશો. એવું નથી કે તમારો બહિષ્કાર થાય છે, પરંતુ નવી પેઢી તેના કામમાં વ્યસ્ત હશે અને તમે સાવ નવરા હશો. નવરાશ માટે તમે રાહ જોતા હતા, પરંતુ એ નવરાશ તમને આકરી પડી જાય છે એવું લાગશે. હવે નવરાશ કંટાળો આપવા માંડશે. આનો શો ઉપાય છે? બસ, ચિંતા ન કરો. નવરાશને તમને ગમતી પ્રવૃત્તિમાં ફેરવી નાખો. ફરિયાદ ન કરો. બસ, માત્ર Let go (જવા દો).

વૃદ્ધાવસ્થામાં આગળનો રસ્તો અઘરો બનતો જશે. શારીરિક સમસ્યાઓ પણ વધતી જ જવાની. ડાયાબિટીસ, બી.પી., ફ્રેક્ચર્સ, ન્યુરોલૉજિકલ પ્રશ્નો, ભોજન પચાવવાની સમસ્યા તમને ઘેરી વળે એવું બને. Geriatrics (વૃદ્ધોની સારવાર) એક મેડિકલ વિભાગ ગણાય છે. બાળસારવારની જેમ વૃદ્ધોની સારવાર પર વિજ્ઞાને વધારે ધ્યાન આપવાની જરૂર છે. વૃદ્ધાવસ્થામાં તેમને કોઈ પણ શારીરિક પ્રશ્નનો સામનો કરવો પડે એવું ગમે ત્યારે બની શકે. આવી માંદગી કે રોગ સાથે તમારે જીવતાં શીખવું જ પડે. એથી માનસિક રીતે સકારાત્મક બનવું જ પડે. સ્વાસ્થ્ય જાળવવા મિતાહાર કરો, હળવો વ્યાયામ કરો અને થોડુંક રોજ-રોજ ચાલો. સલામતી માટે જરૂરી સાવચેતી રાખો.

હવે તમે ૭૦-૮૦ વર્ષના હો તો નાના બાળકની જેમ તમારે ફરીથી પથારી તરફ જવું પડશે. આપણી માતા આપણને આ જગતમાં પથારીમાં, ઘોડિયામાં લાવેલી. આપણે જીવનમાં ઘણા સંઘર્ષો કર્યા, તકલીફો પણ વેઠી અને અંતે ફરીથી આપણે શૈયા તરફ પાછા ફર્યા. આ શય્યાથી મૃત્યુશય્યા સુધીની યાત્રા ઘણા બધા વૃદ્ધોને કરવી પડે છે. નાના બાળક તરીકે આપણી લાગણીસભર સંભાળ આપણી માતાએ રાખેલી, પરંતુ હવે આપણા સગાંવહાલાંઓ એટલી કાળજી રાખી શકશે નહીં. તમે આર્થિક રીતે સમૃદ્ધ હો તો તમારી કાળજી માટે તમે નર્સને કામ સોંપી શકો. તાલીમ પામેલી નર્સ સ્મિત સાથે તમારું ધ્યાન રાખ્યા કરશે. એથી શાંતિથી સૂતા રહો. આટલું લાંબું જીવન આપવા માટે ઈશ્વરનો આભાર માનો.

વર્તમાન સમયમાં બધા લોકો પૈસાની પાછળ દોડવા લાગ્યા છે. તમે સમૃદ્ધ હો તો તમારા પૈસામાં તમારા સગાંવહાલાંને રસ હોઈ શકે. તમે બચાવેલા પૈસાનો લાભ લેવા તેઓ સક્રિય બને પણ ખરા. હવે તો ખોટા (Scam) ફોન, Text-message, Mail દ્વારા તમને કોઈ છેતરવાનો પ્રયત્ન પણ કરે એવું બને. તમારા પાસેથી નાણાં ઉછીના લેવામાં અને પરત ન કરવામાં તો ઘણાને રસ હોય જ છે. એથી આવી પડોજણમાં પડતા નહીં. તમારા પૈસા તમે વાપરો. જરૂર લાગે તો તમારાં સંતાનો, પૌત્ર, પૌત્રીને નાણાં આપો (પરત મેળવવાની ઇચ્છા વિના) અને કોઈ સામાજિક, શૈક્ષણિક તથા Health care બાબતમાં દાન કરો. ટૂંકમાં તમારા પૈસા તમે જ પકડી રાખો. હવે તો આધુનિક બૅન્કો તમને મદદરૂપ થવા તૈયાર હોય છે. આ ઉપરાંત તમારા પરિચયમાં હોય અને ભરોસાપાત્ર હોય તેવા Honest agent કે Brokerની મદદ લો. વધતાજતા અંધકારમાં ચાલો સકારાત્મકતાના પ્રકાશથી જીવી લઈએ.





# નીલી

☐ **કર્તાર સિંહ દુગ્ગલ** ☐ **અનુ. : કાશ્યપી મહા**

*(લેખક પરિચય : કર્તાર સિંહ દુગ્ગલ (જ. ૦૧-૦૩-૧૯૧૭, અ. ૨૬-૦૧-૨૦૧૨) દેશના એક પ્રમુખ સાહિત્યકાર હતા. તેઓ સાહિત્ય અકાદમી પુરસ્કાર, ગાલિબ ઍવૉર્ડ, ભારતીય ભાષા પરિષદ પુરસ્કાર તથા ભારતીય સાહિત્યમાં પ્રદાન સંદર્ભે સોવિયત લૅન્ડ નહેરુ પુરસ્કારથી સન્માનિત થઈ ચૂક્યા છે. ભારત સરકારે તેમને પદ્મભૂષણથી પણ સન્માનિત કર્યા છે. આકાશવાણી અને નૅશનલ બુક ટ્રસ્ટના નિદેશકની જવાબદારી પણ તેમણે નિભાવી છે. પાંચસો ઉપરાંત વાર્તાઓ લખી ચૂકેલા કર્તાર સિંહ બાવીસ વાર્તાસંગ્રહ આપી ચૂક્યા છે.*

*૧૯૬૫માં તેમના પંજાબી વાર્તાસંગ્રહ 'એક છિટ્ટ ચાનળ દી' ('ચાંદની રાતનો દુખાંત') માટે તેમને સાહિત્ય અકાદમી પુરસ્કાર પ્રાપ્ત થયો હતો. એ સંગ્રહમાં આ વાર્તા 'નીલી' પણ સંગ્રહિત છે. તેમની પ્રસ્તુત વાર્તા 'નીલી' વિશ્વની*

*સર્વોત્તમ વાર્તાઓના સંકલનમાં પણ સામેલ થવાનું બહુમાન ધરાવતી વિશિષ્ટ વાર્તા છે. પહેલી માર્ચના તેમના ૧૦૫મા જન્મદિવસ નિમિત્તે વાર્તાસંગ્રહના પ્રકાશક સાહિત્ય અકાદમીના સૌજન્ય સાથે 'નવનીત સમર્પણ'ના વાચકો માટે એનો ગુજરાતી અનુવાદ પ્રસ્તુત છે. - અનુ.)*

**ની**લી, રંગે ગોરી હતી, જાણે કે માખણના પિંડને દૂધમાં ધોઈને રાખ્યો હોય એવી. સામે મેંદીના ઝાડ નીચે ઊભી રહીને કંઈકેટલીય વાર જ્યારે ગોવાળ પાણીના છાંટા મારી-મારીને એનું દૂધ દોહવા બેસતો ત્યારે ઓસરીમાં ઊભાં-ઊભાં મને અચાનક શરમ આવી જતી. હું એકદમ એ તરફ મારી પીઠ કરી લેતો. મારા ગામ, નદી પાર કરીને આવતાં-જતાં, કપડાં ઉતારીને ધીરેથી પાણીમાં સરકી રહેલી કોઈ મહિલા તરફ ક્યારેક મારી નજર પહોંચી જતી અને પછી કેટલાય સમય સુધી મને મારા પોતાનામાં કંઈક ગંદું-ગંદું હોય એવું લાગ્યા કરતું. બિલકુલ એવું જ મને અનુભવાતું હતું નીલીને જોઈને.

સુંદર, સ્વસ્થ ગાયનું દૂધ ઉત્તમ હોય છે. ગોવાળના ઢગલાબંધ ઢોરઢાંખરમાંથી ચૂંટી કાઢીને મારી પત્નીએ નીલીને પસંદ કરી હતી. પછી એના જ દૂધનો ભાવ ચૂકવવામાં આવ્યો.

દરરોજ સવારે ગોવાળ નીલીને અમારે ત્યાં લઈ આવતો અને સામે મેંદીના ઝાડની નીચે ઊભી રહી એ બોઘરણું ભરીને ચાલી જતી. દરરોજ સવારે પહેલા નીલી આવતી, પછી ગોવાળ આવતો, માથા પર એક ટોપલી ઊંચકીને. નીલીની સામે ચારો નીરતો, એની પીઠ પર હાથ પસવારતો અને પછી દૂધ દોહવા માટે બેસી જતો. થોડી વાર આંચળ પર પોતાના ખરબચડા હાથ પ્રેમથી ફેરવતો, પછી પાણીના છાંટા નાખતો અને પછી બોઘરણામાં પડતી ધારોનું સંગીત સંભળાવા લાગતું.

ગોવાળ દૂધ દોહ્યા કરતો ત્યાં સુધી નીલી ટોપલીમાંથી ચણા, કપાસિયાં, ખોળ વગેરેનું મિશ્રણ કરેલો ચારો ખાતી રહેતી. દૂધનો ભાવ ચૂકવતાં પહેલાં આ રીતે સારો ચારો ખવડાવવાની શરત પણ નક્કી થઈ હતી. ક્યારેક તો મારી પત્ની અચાનક ધીરેકથી જઈને ટોપલીમાં જોઈ પણ આવતી કે ગોવાળ તેણે કરેલો વાયદો પૂરો કરે છે કે નહીં. ઢોરઢાંખરને સારો ખોરાક મળે તો એનું દૂધ ઉત્તમ હોય છે, માખણ પણ ચોખ્ખું ઊતરે છે.

દરરોજ સવારે નીલી આવતી, વહેલી-વહેલી. ક્યારેક હું વિચારતો કે એને મસાલેદાર ચારો ખાવાની ઉતાવળ હોય છે, ક્યારેક હું વિચારતો કે એને દૂધ આપી દેવાની ઉતાવળ હોય છે, દૂધ આપીને પછી છુટ્ટા થઈ ગયાનો આનંદ.

નીલી રોજ આવતી, ક્યારેક જ્યારે અમે સૂતાં હોઈએ ત્યારે, ક્યારેક અમે નિંદરમાંથી જાગી ગયા હોઈએ ત્યારે. ધીરેકથી આવતી, પિત્તળના બોઘરણામાં દુગ્ધધારોનું એક ગીત ગણગણીને ચાલી જતી.

કંઈકેટલાય મહિના આ રીતે વીતી ગયા. પછી એક દિવસ અમે સાંભળ્યું કે નીલી આજે લાત મારી ગઈ છે. કારણ કદાચ એ પણ હશે કે એને સારા દિવસો થયે પણ કેટલાય દિવસ થઈ ચૂક્યા હતા.

હશે, અમારે વધારે દિવસ સુધી નીલીની રાહ ન જોવી પડી. હવે નીલી પણ આવતી, નીલીની પાછળ એની વાછરડી પણ આવતી. અદ્દલ નીલી જેવી જ જોઈ લ્યો, જાણે. ગોરો-ગોરો રંગ, કોમળ ચામડી, લાંબી પૂંછડી. ફરી શરમાઈ રહી હતી, મારી લાજ ભરેલી આંખો.

મારી પત્નીની દૂધની જરૂરિયાત નીલીના દૂધ આપવા પર જાણે કે નિર્ભર બની ગઈ હતી. નીલી એક વખતમાં જેટલું દૂધ આપતી એ બધું જ અમે ખરીદી લેતા. લગભગ બીજા કોઈ ગોવાળને ત્યાંથી દૂધ અમારે ત્યાં આવતું ન હતું. આજકાલ મારી પત્ની વારંવાર ગોવાળને કહેતી, ''અરે ભાઈ, આ વાછરડી માટે પણ થોડું દૂધ રહેવા દે, એ પણ ઉત્તમ ગાય બનશે.'' પરંતુ ગોવાળ પોતાની મરજી મુજબ જ કરતો. જ્યારે મારી પત્ની એને વાછરડી બાબતે યાદ અપાવતી ત્યારે તે પોતાની મસ્તીમાં કંઈ ગણગણવા લાગતો.

એનું એ કારણ હતું કે વાછરડી મોઢું મારે ત્યારે નીલી એને પોતાનું દૂધ પીવડાવી દેતી, આજકાલ ગોવાળે મસાલો પણ લાવવાનો બંધ કરી દીધો હતો. અમે ફરિયાદ કરીએ તો એ હંમેશાં કહેતો કે એ નિયમ મુજબ મસાલો ખવડાવી જ રહ્યો હતો, માત્ર એ ખવડાવવાનો સમય આજકાલ તેણે બદલી નાખ્યો છે. સાંજે ભૂસાં સાથે મેળવીને જ ખવડાવી દેતો હતો.

આખરે એમ જ થયું. વાછરડી મરી ગઈ.

બીજા દિવસે, ગોવાળ એનું ઉદાસ મોઢું લઈને આવ્યો. પાછલી રાતે વાછરડી મરી ગઈ હતી એટલે નીલીએ કશુંય ખાધુંપીધું ન હતું. એક દિવસ એના દૂધ વિનાનો જશે.

મારી પત્ની ગુસ્સામાં દાંત કચકચાવતી રહી ગઈ. તેને ખબર હતી કે ગોવાળ વાછરડીને જાણીજોઈને મારી નાખી રહ્યો છે, પરંતુ પહેલાં જ બિચારાને નુકસાન થઈ રહ્યું હતું, ગાય ઇચ્છે તો બિલકુલ જ લાત મારી જાય, પરંતુ ઢોરઢાંખરનું કંઈ કશું નક્કી હોતું નથી. અમે ચૂપ થઈ ગયા, કારણ કે ગોવાળની આંખમાં આંસુ તો પહેલેથી જ વહી રહ્યાં હતાં.

''ઢાંકણી જેટલું દૂધ બચાવવા માટે

નાલાયકે વાછરડી ગુમાવી દીધી છે.'' ગોવાળ જ્યારે પરત જતો રહ્યો, ત્યારે મારી પત્ની ધીમેથી બબડી.

બીજા દિવસે સવારે મેં જોયું કે ઘરની સામે મુખ્ય દરવાજાની બહાર નીલી આવીને ઊભી રહી ગઈ છે. પાછળ ગોવાળ આવી રહ્યો હતો. એના માથા પર મસાલાની ટોપલી હતી. મોટાભાગે સવારે જ્યારે નીલી આવતી ત્યારે માથું મારીને ઝાંપો ખોલી લેતી. આજે ધીરેથી આવીને તે ઝાંપા પાસે ઊભી રહી ગઈ. સામાન્ય રીતે તો જે દિવસે ઝાંપો બંધ હોય ત્યારે એ પોતાનાં શિંગડાંથી ઝાંપો ખખડાવતી. આજે એણે એમ ન કર્યું. વેરાન-વેરાન પાંપણોની નીચે ઉદાસ-ઉદાસ આંખો લઈને એ જાણે મુરઝાયેલી હોય એમ આવીને ઊભી રહી ગઈ. પાછળ ઝડપથી ગોવાળ આવ્યો. તેણે ઝાંપો ખોલ્યો. તેની પાછળ નીલી આવી. જાણે ગણી-ગણીને પગલું માંડતી હોય એમ!

હું અને મારી પત્ની વરંડામાં ઊભાં હતાં. મારી પત્નીના ખોળામાં અમારી દીકરી હતી, હસતી-રમતી-ઊછળતી, કિલકારીઓ કરતી, માની છાતીમાં જાણે ખોવાયેલી!

મેંદીના ઝાડ નીચે ગોવાળે મસાલાની ટોપલી લાવીને મૂકી અને એમાં હાથ ફેરવીને ખોળની ખાટી-ખાટી સુગંધ હવામાં ફેલાવવા માંડી. નીલી હજુ સુધી પહોંચી નહોતી. ચિંતામાં ડૂબેલી, લડખડાતા પગલે, મન વિનાનાં પગલાં માંડતી, એ આવતી હતી. મેંદીના ઝાડ નીચે આવીને ઊભી રહી ગઈ. તેણે ટોપલીની તરફ જોયું પણ નહીં. ગોવાળે મસાલામાં ફરીથી પોતાનો હાથ ફેરવ્યો અને ટોપલીને ઉછાળીને કપાસિયાં દેખાડ્યાં, ચણા દેખાડ્યા. આ વખતે ખોળની સુગંધ અમારા વરંડા સુધી પણ આવી. નીલી આગળ વધી. પછી અટકી ગઈ, પાછી આગળ આવી, પછી તેણે મોં ફેરવી લીધું. કેટલાય સમય સુધી જાણે વિચારતી રહી, વિચારતી રહી. સામે ટોપલીમાં પીળા-પીળા ચણા હતા, કપાસિયાં હતાં, જાણે પોલી-પોલી દૂધની મલાઈ હોય અને ખોળની સુગંધ આવી રહી હતી. આ બાજુ ખાઓ, બીજી બાજુ હજમ થઈ જાય અને પાછી ખોળ ખાય તો ભૂખ કેટલી લાગે, પરંતુ આજે નીલીથી કશું જ ખવાતું નહોતું. ગોવાળ નીલીના શરીર પર હાથ ફેરવવા લાગ્યો. મોંથી તેને બુચકારવા લાગ્યો. કેટલાય સમય સુધી તે આમ કરતો રહ્યો. પછી ટોપલીની પાસે બેસીને તેણે ફરીથી એમાં હાથ ફેરવ્યો. ખોળની સુગંધ ફરીથી ફેલાઈ ગઈ. નીલીની ડોક પણ જાણે આપમેળે એ તરફ વળી. સ્વયંભૂ રીતે જ એનાં ડગ જેવાં આગળ વધ્યાં અને એણે ટોપલીમાં પોતાનું મોઢું નાખી દીધું. કેટલીય વાર સુધી એનું મોઢું મસાલામાં રહ્યું, પરંતુ નીલીથી કશું ખાઈ શકાતું ન હતું. આજે નીલીથી

કંઈ ખાઈ શકાતું ન હતું. એટલે પછી નીલીએ પોતાનું મોઢું ટોપલીમાંથી બહાર કાઢી લીધું. ડોકને પણ ટોપલી બાજુથી હટાવી લીધી અને એ તરફ પીઠ કરીને ઊભી રહી ગઈ.

હેરાનપરેશાન દૃષ્ટિથી ગોવાળે અમારી બાજુ જોયું અને નિઃસહાય, ટોપલીને માથે ઉપાડીને પરત ફર્યો. એની પાછળ-પાછળ નીલી પણ ચાલી ગઈ.

'ઢાંકણી જેટલા દૂધ માટે નાલાયકે પોતાની ગાય પણ ગુમાવી દીધી છે.' મારી પત્ની ફરીથી મનોમન બબડી. પછી અંદર નોકરને કહેવા ચાલી ગઈ કે ડેરીમાં જઈને દૂધ લઈ આવે.

અમારી બાળકી હવે મારી છાતી સરસી લાગેલી હતી. વરંડામાં ફરતો-ફરતો હું દૂર રસ્તા પર આગળ-આગળ ગોવાળને જતો જોઈ રહ્યો હતો અને એની પાછળ-પાછળ નીલી ગાય હતી, જાણે અંધારામાં કોઈ રસ્તો શોધતું ચાલ્યું જતું હોય એમ.

''અને ડેરીમાંથી થોડું ગાયનું છાણ પણ લેતો આવજે. સંક્રાંતિ છે, આંગણામાં લીંપણ કરવું પડશે.'' મારી પત્ની અંદર નોકરને સમજાવી રહી હતી.

અને હું હજુ પણ સામે રસ્તા પર દૂર જઈ રહેલી નીલી તરફ જોઈ રહ્યો હતો. જેમ છીછરા પાણીમાં પોલું લાંબું પાટિયું કે એકલાંઅટૂલાં સરતાં આંસુ કે પછી કોઈ કપાઈ ગયેલો પતંગ ધીરે-ધીરે દૂર... દૂર... જતો રહેતો હોય, એમ જ નીલી આંખોની સામેથી ધીરે-ધીરે અદૃશ્ય થઈ રહી હતી. હવે જાણે દેખાતી નહોતી. ખૂબ ઝડપથી આવતા-જતા લોકોમાં જાણે એ ખોવાતી જતી હતી. ઘણી વખત રસ્તા પર લોકો કેટલા ઝડપથી ચાલ્યા જાય છે!

બીજા દિવસે સવારે મેં જોયું તો સામે બંગલાનો ઝાંપો ખુલ્લો. આગળ-આગળ ગોવાળ હતો, માથા પર મસાલાની ટોપલી ઉપાડતો અને એની પાછળ-પાછળ નીલી હતી, મોં ઉઠાવીને જાણે ખોળની ખાટ્ટી-ખાટ્ટી સુગંધ સૂંઘી રહી હોય. મેં વિચાર્યું કે ગોવાળ જીતી ગયો છે અને પછી એ જ વાત થઈ. મેંદીના ઝાડ નીચે આવીને તેણે ટોપલી હજુ તો માંડ મૂકી હતી કે નીલી આગળ વધીને ટોપલીમાં મોં મારવા માંડી. થોડા સમય સુધી એને આ રીતે મસાલો ખાતી જોઈને ગોવાળ બોઘરણું લઈને નીલીની નીચે બેસી ગયો. નીલી સહેજ બાજુમાં ખસી ગઈ.

ગોવાળે વળીને તેના મોં તરફ જોયું. મસાલો તો ખાઈ રહી હતી. ટોપલીમાં મોં ખોસી મસાલો તો ખાતી હતી. ગોવાળ ફરીથી નીલી તરફ જરાક ખસ્યો. નીલી હજુ થોડી બાજુ પર ખસી.

ગોવાળ હારીને ઊભો થઈ ગયો.

નીલી મસાલાની ટોપલીમાં મોઢું નાખી ધીમે-ધીમે મસાલો ખાતી જતી હતી. એ ત્રણ દિવસથી ભૂખી હતી.

અને ગોવાળ એના શરીર પર હાથ ફેરવવા માંડ્યો. કેટલાય સમય

સુધી લાડથી એની પીઠ પર પોતાની આંગળીઓ ફેરવતો રહ્યો. સાથોસાથ મોંથી બુચકારતો પણ જતો હતો. વારંવાર એને 'નીલ... નીલ...' કહી બોલાવતો. લગભગ પાંચેક મિનિટ સુધી તે આમ કરતો રહ્યો.

અને પછી ગોવાળ ધીરેથી નીલીની નીચે બેસી ગયો. હવે નીલી મસાલો ખૂબ ઝડપથી ખાતી હતી. એ હલી નહીં. એના મોં તરફ એક નજર નાખી અને ગોવાળે નીલીના આંચળ તરફ પોતાનો હાથ લંબાવ્યો. નીલી લાત મારીને બાજુમાં ખસી ગઈ.

ગોવાળ ફરીથી પોતાનું નાનકડું મોં કરી ઊભો થઈ ગયો. મસાલો તો ખાતી હતી, પણ દૂધ આપવાનું નામ નહોતી લેતી. ગોવાળ આગળ વધીને નીલીનાં નાનાં-નાનાં શિંગડાં પર હાથ ફેરવવા માંડ્યો. પછી એની લાંબી ગરદન પર પોતાની આંગળીઓના વેઢાથી હાથ ફેરવવા માંડ્યો. કેટલાય સમય સુધી તે આમ કરતો રહ્યો. ગરદન પર લાડ કરતાં-કરતાં ગોવાળ પીઠ પર હળવો-હળવો હાથ ફેરવવા માંડ્યો. પીઠ પર હાથ ફેરવતાં તે નીલીની પૂંછડી સાથે રમતો રહ્યો. આ રીતે તેને વહાલ કરતાં તે ધીરેથી નીલીની પાસે બેસી ગયો. ઘણા સમય સુધી બેસી રહ્યો. તેની પૂંછને આમળતો રહ્યો. નીલીના પાછળના પગ પરથી છાણના સૂકા છાંટાને પોતાના નખથી ખોતરતો રહ્યો અને પછી ભગવાનનું નામ લઈને તેણે એક આંચળને ધીરેથી પકડ્યું. નીલીએ ડરીને જોરથી લાત મારી અને ફૂંફાડો મારતી બાજુ પર ખસી ગઈ.

ગોવાળ ક્રોધે ભરાઈ ઊભો થયો. એક નજર તેણે નીલી તરફ નાખી. ગોવાળની આંખોમાં ક્રોધ ભરાયેલો હતો. નીલી ખૂબ જ એકાગ્રતાથી એકધારો મસાલો ખાઈ રહી હતી જાણે કશું થયું જ નહોતું.

આગળ વધીને ગોવાળે મસાલાની ટોપલીને છીનવી લીધી અને તેને માથા પર મૂકી ખૂબ ઝડપથી ચાલવા માંડ્યો. નીલી ત્યાં ને ત્યાં જ ઊભી રહી ગરદન વાળીને ગોવાળને જોવા લાગી. તે તો મસાલાની ટોપલી ઉઠાવી ખૂબ ઝડપી પગલાં ભરતો આગળ વધી રહ્યો હતો. તે જ્યારે દૂર બંગલાના ઝાંપા પાસે પહોંચ્યો, નીલી ભાંભરી. જાણે તેને બોલાવી રહી હતી. ગોવાળે એની પરવા ન કરી. તે જ્યારે હાથ લંબાવીને ઝાંપો ખોલવા ગયો ત્યારે નીલી ફરીથી ભાંભરી, જાણે તેને બોલાવી રહી હતી. ગોવાળ ક્રોધે ભરાઈને ઝાંપાની બહાર નીકળી ગયો.

કેટલાય સમય સુધી એમ ને એમ મેંદીના ઝાડ નીચે ઊભી રહી, મોં ઊંચું કરી નીલી ઝાંપા તરફ જોતી રહી, જાણે ગોવાળની રાહ જોતી હોય. વચ્ચે-વચ્ચે નીલી ક્યારેક ભાંભરતી, જાણે ગોવાળને બોલાવતી હોય. જાણે નીલી

તેને કહી રહી હતી - મારા માલિક, તને કેમ સમજાતું નથી, હજુ તો મારી બચ્ચીને મર્યે બે દિવસ પણ નથી થયા! મારી કોખજાયી મારાથી છીનવાઈ ગઈ છે. મારા દિલનો ટુકડો! હાય, એની યાદ ભૂલવાની ઇચ્છા છતાં ભુલાતી નથી. આ પેટનું શું કરું? એમાં તો ઈંધણ નાખવું જ પડે છે. આજે ત્રણ દિવસથી હું ભૂખી છું. તને સમજાતું કેમ નથી, આ આંચળોને મારી લાડલીના કોમળ-કોમળ હોઠ જ્યારે અડતા હતા ત્યારે આપોઆપ જ મારું દૂધ ઊતરી આવતું હતું? કેવી રીતે લાડથી એ મારા 'વાવલા' (દૂધાળા માદા પશુઓના આંચળ પાસે દૂધસંગ્રહની કોથળી-અનુ.) પર માથું મારતી હતી. શું તું જાણતો નથી મા-બાળકનો સંબંધ કેવો હોય છે? હું એમ નથી કહેતી કે હું એને ભુલાવીશ નહીં. હું એને ભુલાવી દઈશ. હું નથી કહેતી કે હું હંમેશાં દૂધ નહીં આપું. હું દૂધ આપીશ, પણ થોડો સમય તો તું ધીરજ રાખ. કદાચ હજુ એકાદ દિવસ વધારે અને પછી હું મારા કાળજાના કટકાને ભૂલી જઈશ. પછી મને મારી આસપાસ ખાલી-ખાલી નહીં લાગે. આગળ-પાછળ હું આવું અંધારું નહીં અનુભવું અને પછી મસાલો ખાતાં, દૂધ ઉતારી દઈશ. હવે મારે દૂધનું શું કરવું છે? મારી દૂધ પીવાવાળી તો ચાલી ગઈ. તું પાછો ફર. મને આ રીતે ભૂખે ન મારીશ. આમેય મારી સાથે કંઈ ઓછો અન્યાય થયો છે! તું પાછો આવી જા મારા માલિક....

કેટલાય સમય સુધી મેંદીના ઝાડ નીચે એમ ને એમ ઊભી રહી નીલી, બંગલાના ઝાંપા તરફ જોતી રહી, જોતી રહી. પણ ગોવાળ પાછો ન ફર્યો.

❑❑❑

## શિશુમુખેથી



એક દિવસ અમારે સંબંધીને ત્યાં અમદાવાદ જવાનું થયું. એ સોસાયટીમાં ભિખારી ભીખ માગતો બોલતો હતો. 'એ આપજો માબાપ.'

અમારા સંબંધીનો પાંચેક વર્ષનો દીકરો એ સાંભળીને કહે, 'મમ્મી, મમ્મી જોને પેલો માબાપ માગે છે.'

**ગાંધીનગર** **- રઘુવીર જ. મકવાણા**



જન્મ : ૨૭-૯-૧૯૩૨, અવસાન : ૨-૨-૨૦૨૨

# મહેશ દવેઃ એક શ્રદ્ધાંજલિ

☐ રમેશ તન્ના

**મ**હેશ દવે માત્ર સાહિત્યકાર નહોતા, ઉત્તમ અનુવાદક, સનિષ્ઠ પ્રકાશક, પ્રતિબદ્ધ લેખક, કરુણામય ન્યાયમૂર્તિ, સંવેદનશીલ કર્મશીલ પણ હતા. મોટી ઉંમરે સાહિત્યવિશ્વમાં પ્રવેશ કરીને નોંધપાત્ર પ્રદાન કરનારા મહેશભાઈએ સાહિત્ય ક્ષેત્રે વંચિતો, પીડિતો અને શોષિતો માટે ઘણું કામ કર્યું.

તેમનો જન્મ ભલગામડા (લીંબડી) માં થયો હતો. જોકે તેમનો ઉછેર અને શિક્ષણ થયાં મુંબઈમાં. ૧૯૫૫માં તેમણે એલ.એલ.બી. (મુંબઈ યુનિ)માંથી અને ૧૯૫૬માં તેમણે મુંબઈ યુનિવર્સિટીમાંથી એમ.એ. કર્યું. તેમણે થોડો સમય મુંબઈ હાઇકોર્ટમાં વકીલાત કરી હતી. ૧૯૬૧માં તેઓ મનોવિજ્ઞાન-તત્ત્વજ્ઞાન વિભાગના પ્રાધ્યાપક અને અધ્યક્ષ હતા. ૧૯૭૨માં તેઓ રાજભાષા કમિશનના સભ્ય તરીકે જોડાયા હતા. એ પછી તેમણે ૧૯૭૪માં ગુજરાત હાઈકોર્ટમાં વકીલાત કરી અને ૧૯૮૬માં હાઈકોર્ટના ન્યાયમૂર્તિ સમકક્ષ જગ્યા પર તેઓ ગુજરાત શિક્ષણ

ટ્રિબ્યુનલના ન્યાયમૂર્તિ પણ બન્યા હતા. નિવૃત્તિ પછી તેઓ, મિત્ર સુરેશ દલાલના પ્રેમ અને આગ્રહથી અમદાવાદની ઈમેજ પબ્લિકેશનની ઓફિસમાં જોડાયા હતા.

શબ્દસૃષ્ટિ, પરબ, કવિલોક, નવનીત-સમર્પણ, અખંડ આનંદ, નિરીક્ષક જેવાં સામયિકોમાં સાહિત્યિક, કાયદાકીય, સાંસ્કૃતિક, સામાજિક અને રાજકીય વિષયો પર તેઓ લખતા. તેમની 'ચકરાવો', 'ઘટસ્ફોટ' અને 'મૈં તો ચૂપચાપ ચાહ રહી' નવલકથાઓને આજે પણ વાચકો યાદ કરે છે. નવલકથાઓ ઉપરાંત તેમણે વાર્તાસંગ્રહો, કાવ્યસંગ્રહ, જીવન ચરિત્રો, લઘુપુસ્તિકાઓ, અનુવાદો અને પ્રવાસકથાઓ આપી. નોબેલ પુરસ્કાર વિજેતા કવિઓના કાવ્યગુચ્છો ઉપરાંત તેમણે ૧૫૦ જેટલા કાવ્યાનુવાદ કર્યા. તેમની અંગ્રેજી ભાષાની સજ્જતા જબરજસ્ત હતી. તેમની કવિતાની, સાહિત્યની સમજણ પણ ઉચ્ચ સ્તરની હતી. તેઓ પરિપક્વ, નીવડેલા અને મંજાયેલા સર્જક હતા.

મહેશ દવેએ અઢળક રવીન્દ્ર સાહિત્યને ફંફોસી, અસંખ્ય માહિતી સ્રોતોને ધ્યાનમાં રાખીને રવીન્દ્રનાથ આધારિત ત્રણ પુસ્તકો આપ્યાં. ત્રણે ત્રણ જબરજસ્ત. એકથી એક ચડિયાતાં. "કવિતાનો સૂર્ય : રવીન્દ્રચરિત" જીવનચરિત્ર અદ્ભુત છે. આ ઉપરાંત તેમના રવીન્દ્રનાથ ટાગોરની 'વિજયા' સાથેની પત્રાવલી, "રવીન્દ્ર - ઓકામ્પો પત્રાવલી" પુસ્તકો પણ નોંધપાત્ર છે.

તેમણે સરદાર પટેલ વિશેના જીવન પર આધારિત પુસ્તક "બરફમાં જ્વાળામુખી" આપ્યું. છેલ્લાં થોડાં વર્ષોથી તેઓ વિશ્વનો ઇતિહાસ લખતા હતા. તે માટે તેમણે ખૂબ જ સ્વાધ્યાય કર્યો હતો. આશરે નેવું ટકા કાર્ય પૂરું થયું છે. કોઈ અધિકૃત વ્યક્તિ દ્વારા તેમનું આ અધૂરું કાર્ય પૂર્ણ થાય તેવી આપણે આશા રાખીએ.

તેઓ કર્મશીલ પણ હતા. એડવોકેટ હરુભાઈ મહેતા સાથે મળીને તેમણે ગુજરાતના શિક્ષકોના શોષણને અટકાવેલું. શિક્ષકોને પગારધોરણમાં થતો અન્યાય તેમણે દૂર કરાવેલો.

વૈચારિક મતભેદને કારણે તેઓ ઈમેજ પબ્લિકેશનમાંથી છૂટા પડ્યા હતા. એ પછી તેમણે "સ્વમાન પ્રકાશન"નો પ્રારંભ કર્યો હતો. સ્વમાન માટે છૂટા થયા હતા એટલે નામ "સ્વમાન" જ રાખ્યું. થોડાં વર્ષ સરસ રીતે, સાર્થક રીતે તેમણે પ્રકાશન ગૃહ ચલાવ્યું હતું. ખૂબ જ ગુણવત્તાવાળાં, સ્તરીય અને ઉત્તમ પુસ્તકોનું તેમણે પ્રકાશન કર્યું હતું. જીવનના ઉત્તરાર્ધમાં તેઓ ઘરે રહીને લેખન-વાંચન કરતા રહ્યા. મૃત્યુના થોડા દિવસ પહેલાં પડી જતાં તેમને બ્રેઈન હેમરેજ થઈ ગયું હતું. એ પછી તેમને હોસ્પિટલમાં દાખલ કરાયા હતા અને એ પછી તેઓ લાંબું જીવી શક્યા નહોતા.

મહેશભાઈ એટલે ભર્યાભર્યા સર્જક, સંવેદનશીલ માણસ અને સતત યાદ આવે તેવા સ્વજન!






# એક સાઇકિએટ્રિસ્ટની ડાયરી-૧૫

☐ ડૉ. આનંદ નાડકર્ણી ☐ અનુ.: અમી ભાયાણી, ડૉ. શેફાલી થાણાવાલા

## સર્જનાત્મકતાની કેડીઓ

કેટલાક લોકો કહે છે કે કલા એટલે કલાકારના દિવાસ્વપ્નનું એક ખુલ્લું દૃશ્ય સ્વરૂપ. કલાકારના પ્રત્યક્ષ જીવન અને તેની કલા દ્વારા પ્રગટ થતા તેના રૂપમાં ક્યારેક જે વિશાળ તફાવત દેખાય છે એનું કારણ આમાં જ ક્યાંક છુપાયેલું હોઈ શકે. સ્ત્રીઓમાં રહેલી માનસિક સર્જનાત્મકતા પર મોટા ભાગે તેનામાં રહેલી જૈવિક સર્જનશીલતા હાવી થતી હોય છે એવું પણ એક તારણ છે.

જેટલું કામ સાહિત્યના ક્ષેત્રમાં થયું છે એટલું દૃશ્ય માધ્યમ પર નથી થયું. લિઓનાર્ડોની મોનાલિસામાં ફ્રૉઇડને લિઓનાર્ડોની માની સ્મૃતિના અવશેષ સાંપડ્યા. ફ્રૉઇડે લિયોનાર્ડો પર કરેલો અભ્યાસ આજે પણ વિવાદાસ્પદ, પરંતુ મહત્ત્વનો મનાય છે. લિયોનાર્ડોનાં 'પોર્ટ્રેટ ઑફ સેઇન્ટ ઍન' અને 'વર્જિન વિથ ક્રાઇસ્ટ ચાઇલ્ડ' એ બન્ને પ્રખ્યાત ચિત્રોમાં માતૃતુલ્ય સ્ત્રીઓના ચહેરા તથા તેમના

ભાવોમાં ખૂબ સામ્ય છે. અજાણતાં જ જાણે લિઓનાર્ડો પોતાની બન્ને માતાઓને હાક ન મારતો હોય! જેનું તે અનૌરસ સંતાન હતું તે ખેડૂત સ્ત્રી અને તેનું પાલન કરનાર એક વેપારીની પત્ની.

વૅન ગૉગના જીવન પર દૃષ્ટિ નાખીએ તો એક વાત ધ્યાનમાં આવે છે કે ગંભીર પ્રકારના માનસિક વિકારોનો સામનો કરતી વખતે પણ તેનામાં રહેલો કલાકાર સતત જાગ્રત હતો. એટલું જ નહીં, તે સતત કાર્યરત પણ રહેતો. તો પછી કલા અને માનસિક વિકાર એ બન્ને વચ્ચે ચોક્કસ શો સંબંધ હોઈ શકે? અનેક સંશોધનોની પુષ્ટિ હોવા છતાંય આજે કોઈ એક ચોક્કસ વિધાન કરી શકાય નહીં. શાસ્ત્રજ્ઞો દ્વારા કલા તથા માનસિક વિકાર આ બંને વચ્ચેના સંબંધની ચાર શક્યતાઓ ગૃહીત ધરવામાં આવી છે :

માનસિક વિકારને કારણે કલાકારની સર્જનાત્મકતાનો અંત આવી જાય છે. માનસિક વિકારને કારણે સુષુપ્તાવસ્થામાં રહેલી સર્જનાત્મકતા ખીલી ઊઠે છે.

કલાકૃતિમાંથી અભિવ્યક્ત થતા અર્થ તેમ જ કલાકારની શૈલી પર મનોવિકારની અસર થાય છે.

મનોવિકાર અને સર્જનાત્મકતા એ બન્ને વચ્ચે ખાસ કંઈ જ સંબંધ નથી. આ બન્ને વસ્તુઓ એકબીજાને સમાંતર હોય છે, એટલું જ.

દર્દી સાથે જ્યારે પ્રત્યક્ષ પનારો પડે છે ત્યારે આ પુસ્તકિયા જ્ઞાનની બધી જ શક્યતાઓ કોરાણે મૂકવી પડે છે. માનસિક ઉપચાર દરમિયાન વિવિધ કલાઓ નક્કી જ ઉપયોગી સાબિત થાય છે એવો અનુભવ છે. મનમાં ઘમસાણ મચાવતા સંઘર્ષો તથા લાગણીઓને વહી જવા માટે કલા એક માધ્યમ બને છે. કલાને એક સામાજિક માન્યતા મળેલી છે. બીજું એ કે મોટા ભાગે દર્દીના વિચારો અને લાગણીઓ વચ્ચેના સંઘર્ષની અભિવ્યક્તિ ફક્ત શબ્દોના માધ્યમ દ્વારા જોઈએ એવી મોકળાશથી થઈ શકતી નથી. જો કલાના માધ્યમનો ઉપયોગ કરવામાં આવે તો અભિવ્યક્તિ વધુ મુક્ત સ્વરૂપ ધારણ કરે છે. વળી એનાથી દર્દીના માનસિક તણાવોનું વિરેચન (કૅથાર્સિસ) થઈ જતું હોવાથી દર્દીને સારું લાગે છે. માનસિક સારવાર દરમિયાન દર્દી તથા ચિકિત્સક બન્ને મળીને કલાકૃતિની સમીક્ષા કરવાનો પ્રયત્ન કરે છે. માનસોપચારમાં પોતાની બીમારીના સ્વરૂપની જાણ થવાની પ્રક્રિયા (ઇન્સાઇટ) ખૂબ મહત્ત્વની છે, ત્યાં આ પદ્ધતિ એકદમ અનુકૂળ આવે છે.

આજે તો મનોવિકારશાસ્ત્રમાં 'આર્ટ થેરપી' નામની એક સારવાર પદ્ધતિ અસ્તિત્વમાં આવી છે. મનોવિકાર અને સર્જનશીલતા આ બન્ને વચ્ચે એક ગાઢ સંબંધ છે, એ વિશે મોટાભાગના ચિકિત્સકોનાં મનમાં કોઈ સંદેહ નથી. મૅનિક ડિપ્રેસિવ સાઇકોસિસ (એમ.ડી.પી.) નામની માનસિક બીમારીમાં માણસ હર્ષોન્માદ, નિરાશા જેવી પરસ્પર વિરોધી

માનસિક અવસ્થાઓ વચ્ચે ઝોલા ખાય છે. હર્ષોન્માદની અવસ્થાને કાબૂમાં લાવવા માટે 'લિથિયમ' નામની દવાનો ઉપયોગ કરવામાં આવે છે. એને કારણે ઉન્માદ ઓછો થાય છે. આ રોગથી પીડાતા કલાકારો ક્યારેક જાણી કરીને આ દવા લેવાનું બંધ કરી દે છે એવું એક નિરીક્ષણ છે. એને કારણે તે ઉન્માદિત અવસ્થામાં રહે છે અને આ આનંદદાયક અવસ્થામાં તે સર્જનાત્મકતાના પડકારો ઝીલી શકે છે. એક અનોખા, લોકપ્રિય ઠંડા પીણાની પ્રથમ જાહેરાત કૅમ્પેનની પરિયોજના દરમિયાન આ આખાય પ્રકલ્પની જવાબદારી જેના પર હતી એવા એમ.ડી.પી.ના માનસિક રોગી અધિકારીએ લિથિયમ લેવાનું નકાર્યું હતું. તેની ઉન્માદિત માનસિક અવસ્થાનું પ્રતિબિંબ તેણે યોજનાબદ્ધ કરેલા એ કૅમ્પેન પર પડ્યું. એ ઠંડા પીણાનું નામ, એના પ્રચારની સ્ટ્રૅટેજી એ બધું નક્કી થયું ત્યાર બાદ જ તે અધિકારીએ ફરી પાછું સારવાર લેવાનું ચાલુ કર્યું.

ફક્ત મનોવિકારશાસ્ત્ર જ નહીં, કોઈ પણ પ્રકારના વિજ્ઞાન અને કલા વચ્ચે એક ગર્ભનાળનો સંબંધ હોય જ છે! કલાકારની માનસિક પ્રક્રિયા અને વૈજ્ઞાનિકની માનસિક પ્રક્રિયા એ એક જ સર્જનાત્મકતાનાં બે ભિન્ન દૃશ્ય સ્વરૂપો છે. નામાંકિત વૈજ્ઞાનિક નીલ્સ બોરે એક વાર કહ્યું હતું, "ફૅન્ટાસ્ટિક કવિ કલ્પના અને વૈજ્ઞાનિક હકીકતો, આ બન્ને વચ્ચે પણ કોઈક બંધન હોય જ છે. ફક્ત એ સ્પષ્ટપણે દૃષ્ટિગોચર થવા માટે થોડોક સમય વહી જવા દેવો પડે. એવું ન હોત તો આજે આપણે જુલે વર્નની આટલી હૃદયપૂર્વક કદર ન કરી હોત."

સમાજના માનસશાસ્ત્ર અને સમાજના મનોવિકારશાસ્ત્રના અભ્યાસમાં પણ કલાનો ફાળો ખૂબ મહત્ત્વનો છે. વિખ્યાત કલા-ઇતિહાસકાર વૉલ્ટર એબેના કહેવા મુજબ સાંસ્કૃતિક ઉત્ક્રાંતિના દરેક તબક્કે સાંપડતાં અમૂલ્ય રત્નો એટલે વિવિધ કલાકૃતિઓ! બધી જ વ્યક્તિઓનાં મનના એક સામાન્ય અવયવ તરીકે આખાય સમાજનું એકત્રિત મન કામ કરતું હોય છે અને એટલે જ, ઐતિહાસિક, રાજકીય, આર્થિક, વૈજ્ઞાનિક જેવાં વિવિધ કારણોસર સમાજ-મનને જે તણાવો, જે સંઘર્ષોમાંથી પસાર થવું પડે છે એ બધાનું પ્રતિબિંબ કલા પર અનિવાર્યપણે પડે જ છે. પરિસ્થિતિના બધા જ પ્રભાવો, એને કારણે સમાજ-મનમાં ઊઠતાં આંદોલનો, એની પ્રવૃત્તિઓ તથા વિકૃતિઓ જેવી દરેક વસ્તુની નોંધ કલાઓ દ્વારા અજાણતાં જ લેવાઈ જાય છે. કારણ, આગળ જણાવ્યા પ્રમાણે છેવટે કલાને ક્યાંક તો હકીકતનો આધાર હોય જ છે. એટલું જ નહીં, સંસ્કૃતિના અવમૂલ્યનના સમયગાળાનો કલાપ્રવાહ અને સંસ્કૃતિના સુવર્ણકાળ દરમિયાનના કલાપ્રવાહ વચ્ચે પણ ખૂબ મોટો તફાવત હોય છે. સુશ્રુતે જ્યારે પ્લાસ્ટિક સર્જરી પર પ્રચંડ મોટું સંશોધન કર્યું ત્યારે તેને એ શબ્દબદ્ધ કરવાની

જરૂર લાગી, પરંતુ તેને ગદ્ય સ્વરૂપ ન આપતાં તેણે એ છંદોબદ્ધ કર્યું. શાસ્ત્રીય જ્ઞાનનો પ્રચાર જ્યારે કવિતાના માધ્યમ દ્વારા થાય છે ત્યારે તે તત્કાલીન સમાજ-મનની સુદઢતાનો માપદંડ સાબિત થાય છે, એવું કહેવામાં કોઈ અતિશયોક્તિ નથી. છેવટે, કલાકાર ફક્ત વૈયક્તિક સ્વપ્ન માટે જ જવાબદાર ન હોતા, સમસ્ત સમાજ-મનનાં સ્વપ્નો માટે જવાબદાર હોય છે. સમાજમાં સામૂહિક રૂપની એવી એક ઊર્જા હોય છે (કલેક્ટિવ સાઇકિક ચાર્જ). આ ઊર્જા ગ્રહણ કરીને યોગ્ય માધ્યમ દ્વારા એને અભિવ્યક્ત કરવા જેવા સનાતન પડકારો આજ સુધીના કલાકારો સતત સ્વીકારતા આવ્યા છે, કારણ નિતનવા પડકારો ઝીલવા એ સર્જનાત્મક મનનું એક અભિન્ન અંગ છે અને આમ જોવા જઈએ તો સર્જનાત્મકતા માત્ર કલાકારો તથા શાસ્ત્રજ્ઞોનો જ નહીં, પરંતુ સમગ્ર માનવજાતનો મૂળભૂત ગુણ છે. ઉત્ક્રાંતિકાળ દરમિયાન સતત સંઘર્ષોનો સામનો કરનાર મનુષ્ય પાસે સર્જનના અપાર આકર્ષણ સિવાય બીજું હતું પણ શું? આજની અતિશય મુશ્કેલ અને કાળક્રમે વિનાશક સાબિત થનારી વીસમી શતાબ્દીના જીવનસંઘર્ષ પાછળ પણ ગુફામાં ચિત્રો બનાવનાર એ જ માનવની એ જ સર્જનાત્મકતા છે. ઉપલબ્ધ પરિસ્થિતિમાં માનવજાતને વધુ ઉત્ક્રાંત કરવી કે અનિવાર્ય વિનાશ તરફ ધકેલવી એ ભવિષ્યનું લક્ષ્ય પણ આ જ માનવીની સર્જનપ્રક્રિયા પર આધારિત રહેશે. સર્જનાત્મકતાની કેડીઓ આવી કેટલીય ભુલભુલામણીઓ, વમળો અને અવરોધોથી ભરેલી છે, છતાંય મોહક છે, સાદ પાડીને પોતાના તરફ આકર્ષે છે. જો મારાં-તમારાં મનનાં અડાબીડ શહેરોમાં સર્જનના આ માર્ગો જ ન હોત તો આ જીવન કેવું હોત, કંઈ કહી શકાય નહીં.

(દીપાવલી-સ્પંદન, ૧૯૮૩)

**આજની તારીખે** : છેલ્લા કેટલાક દશકોથી માનસિક આરોગ્યને લગતા વિષયો અને સર્જનાત્મકતા - આ બન્ને પ્રવાહોમાં હું આકંઠ ભીંજાતો રહ્યો છું. 'देवराई' એ સ્કિઝોફ્રેનિયા પર આધારિત એક ચિત્રપટ છે, જેમાં મેં creative consultant તરીકે તો કામ કર્યું જ, ઉપરાંત 'देवराईच्या सावलीत' નામનું એક પુસ્તક પણ લખ્યું. મારા 'मुक्तिपत्रे' નામક પુસ્તકમાં 'Recovery From Addiction' એ વિષય પર પ્રકાશ પાડતા લલિત લેખો છે. આ જ પુસ્તક પર આધારિત 'गेट वेल सून' નાટક રંગભૂમિ પર ભજવાયું. સ્કિઝોફ્રેનિયાની બીમારી અને તેના કુટુંબીઓ પર થતું પરિણામ, એ વિષય પર મેં 'जन्मरहस्य' નાટકની રચના કરી. વિવેકનિષ્ઠ વિચારપદ્ધતિ પર કાવ્યો રચ્યાં. માનસિક ભાવનાઓનો વિકાસ, એ વિષયનો સરળ ભાષામાં અર્થ સમજાવતી 'हेही दिवस जातील' નામની એક નવલકથા લખી. શાસ્ત્ર અને કલા આ બેઉના સંગમથી હું વધુ સંવેદનશીલ ડૉક્ટર તેમ જ માણસ બન્યો છું એમાં કોઈ બેમત નથી.

**- લેખક**

# અક્ષરની ઓળખાણ



❑ અવની સોલંકી
❑ ઋષભ પરમાર




**સાદ ભીતરનો (વાર્તાસંગ્રહ) :** કંદર્પ ર. દેસાઈ, રંગદ્વાર પ્રકાશન – જી - ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદાસાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦૦૦૯ પ્રથમ આવૃત્તિ : ૨૦૧૯, પૃષ્ઠ : ૧૬૮, કિંમત રૂ. ૧૬૦/-

'કાંઠાનું જળ', 'ખાલી ફ્રેમ' (વાર્તાસંગ્રહ) અને 'આજની ઘડી તે...'(નવલકથા) જેવાં શ્રેષ્ઠ પુસ્તકનાં પારિતોષિક પ્રાપ્ત કરનાર કંદર્પ ર. દેસાઈનું સંપાદન ક્ષેત્રે પણ પ્રદાન છે. 'નવલિકા ચયન – ૨૦૧૦' અને 'રમેશ ર. દવેની પ્રતિનિધિ વાર્તાઓ' તેમનાં સંપાદિત પુસ્તકો છે.

પ્રસ્તુત વાર્તાસંગ્રહ 'સાદ ભીતરનો'માં કુલ અઢાર વાર્તાઓનો સમાવેશ થયો છે. મોટાભાગની વાર્તાઓમાં મનુષ્યની ભીતરની પીડાનો સાદ વાચકોને કરુણરસમાં ઝબકોળી દે છે. લેખક પોતે સ્વીકારે છે, 'ભીતર રહ્યે રહ્યે એ પાત્રો મને સંતાપે છે, લખ્યા પછીય મુક્ત ન થવાય એવા સંતાપને જીવવાનું ભાગ્ય લઈને આવ્યો છું.'

'બાકી રહેલી અડધી સાંજ', 'કશું કહેવું નથી', 'મુક્તિ', 'તાલ', 'વાલુરાટ', 'વંશ-અંશ' વગેરે જેવી કુલ અઢાર વાર્તાઓના હાર્દરૂપે સંવેદનશીલ મનુષ્યોની વિવિધ સમસ્યાઓ આલેખાઈ છે. જીવતરથી થાકેલી માતાને સંતતિ હોવા છતાં પથારીવશ થયા પછીની પરાવલંબનની પીડા, પ્રેમસંબંધ વિશેના પ્રશ્નો, અદાલતી કાર્યવાહી દ્વારા ન્યાય ઝંખતું દંપતી, મિલકતી કાર્યવાહીમાં ફસાતાં પાત્રો, નાના ભાઈનું શોષણ કરતો ભાઈ, પત્નીના ગર્ભમાં અંકુરિત પોતાના જ વંશને ટૂંપી નાખનાર પતિ વગેરેને ઉજાગર કરાયાં છે. વાર્તાઓમાં વણસી ગયેલા સંબંધનો સૂર છે તો માનવ નિયતિની સંકુલતા પણ છે. અંતે કહી શકીએ કે વૈદ્યરાજ કંદર્પ દેસાઈ, દર્દીની પીડા સાથે સમાજમાં વિવિધ સમસ્યાઓથી પીડાતા મનુષ્યોની નાડ પણ સુપેરે પારખીને સહજતાથી આલેખી જાણે છે.



**ગાંધીની નજરે દુનિયા (નિબંધસંગ્રહ) :** મનસુખ સલ્લા, ગૂર્જર પ્રકાશન – રતનપોળનાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ – ૩૮૦૦૦૧ પ્રથમ આવૃત્તિઃ ૨૦૧૯, પૃષ્ઠ – ૧૬૦, કિંમત રૂ. ૧૯૦/-

રેખાચિત્રો, શૈક્ષણિક અનુભવ કથાઓ, કેળવણી ચિંતન, ગાંધીચિંતન, સ્મરણકથા,




શીલ અને સંસ્કૃતિ, જીવનચરિત્ર, સંસ્થાકથા, સંપાદન અને પરિચય પુસ્તિકા જેવાં વિવિધ ક્ષેત્રે સાહિત્યનું ખેડાણ કરનાર મનસુખ સલ્લાને તેમની વિવિધ કૃતિઓ માટે પાંચ પુરસ્કારો પણ પ્રાપ્ત થયાં છે.

લેખકના શબ્દોમાં 'આ લેખો એ ગાંધીજીને સમજવાની મારી આતુરતા છે અને સાથે જ એમાંથી મળેલી સ્પષ્ટતા, વ્યાપક જીવનદૃષ્ટિ અને જીવનની સમગ્રતાનું દર્શન એ મારી પ્રાપ્તિ છે.' તેમની આ પ્રાપ્તિ આપણી આવનારી પેઢી માટે પ્રેરક બની રહે એમ છે. પ્રસ્તુત પુસ્તકમાં કુલ છવ્વીસ લેખોનો સમાવેશ થયો છે. કેટલાંક શીર્ષક પરથી જ એના સત્ત્વનો અણસાર આવશે : 'ગાંધીજીની ખરી ઓળખ', 'ગાંધી વિચારની શાશ્વતતા', 'ગાંધીજીની પ્રભાવકતા', 'ગાંધીજી અને ગીતા: જીવનવિદ્યાનું વ્યાકરણ', 'ગાંધીજીના વિચારો : આજના સંદર્ભમાં' વગેરે.

મહાત્માના જીવનની ખૂબી એ હતી કે 'મારું જીવન એ જ મારી વાણી' જેવું સ્પષ્ટ દર્શન અને જીવન આપણી સમક્ષ મૂકી શક્યા. તેમના જેવું જીવવું કદાચ આપણા માટે શક્ય ન હોય તો પણ તેમના જીવન દ્વારા પ્રાપ્ત અમૃતને આપણે આપણા ગજા પ્રમાણે જીવનમાં ઉતારી શકીએ છીએ અને એના સુફળ પણ પામી શકીએ છીએ. પ્રસ્તુત પુસ્તક આજના યુગના પ્રશ્નો સામે ગાંધીદૃષ્ટિથી કઈ રીતે ઝઝૂમી શકાય એનો નકશો પૂરો પાડે છે. અલબત્ત, ચાલવું તો આપણે જાતે જ પડે.





**શું જૈન ભૂગોળ - ખગોળ સાચી છે? Is Jain geography - Astronomy True? (લેખસંગ્રહ) :** આચાર્ય શ્રીવિજયનંદિઘોષસૂરિજી, ડૉ. જીવરાજ જૈન, પ્રકાશક : ભારતીય પ્રાચીન સાહિત્ય વૈજ્ઞાનિક રહસ્ય શોધ સંસ્થા (RISSIOS), પ્રથમ આવૃત્તિ: માર્ચ ૨૦૧૯, પૃષ્ઠ: ૧૭૬, કિંમત રૂ. ૫૦૦/-

પૂ. આ. શ્રી વિજયનંદિઘોષસૂરિજી મહારાજની વિજ્ઞાનમાં વિશેષ અભિરુચિને કારણે છેલ્લાં ૪૩ વર્ષથી જૈનધર્મ-દર્શનના વૈજ્ઞાનિક પાસાનાં અધ્યયન-સંશોધનમાં સતત પ્રવૃત્તિશીલ અને પ્રતિષ્ઠિત રહ્યા છે. તેમના ચિંતનના કર્મફળ રૂપે જૈનદર્શન અને વિજ્ઞાન વિષયક વિવિધ લેખો પ્રતિષ્ઠિત સામયિકોમાં પ્રકાશિત થતાં અને પછીથી પુસ્તક દેહરૂપે 'જૈનદર્શન : વૈજ્ઞાનિક દૃષ્ટિએ', 'જૈનદર્શનનાં વૈજ્ઞાનિક રહસ્યો', 'આભામંડળ : એક સૈદ્ધાંતિક તથા પ્રાયોગિક સંશોધન' વગેરે પ્રકાશિત થયાં છે.

પરિપક્વ વિજ્ઞાની ડૉ. જીવરાજ જૈને થોડાં વર્ષ પહેલાં જૈન ભૂગોળ-ખગોળ સંબંધી

એક નવી જ સમજૂતી રજૂ કરી હતી, જે પ. પૂ. આચાર્ય શ્રીવિજયનંદિઘોષસૂરિજી મહારાજને યોગ્ય લાગી. એ અંગે વિશેષ વિચારણાના ફળ સ્વરૂપે 'શું જૈન ભૂગોળ - ખગોળ સાચી છે?' પુસ્તક યુવા પેઢી સમક્ષ વર્તમાન વિજ્ઞાન સંદર્ભે નવા જ દૃષ્ટિકોણથી રજૂ કરે છે. એમાં ભૂગોળ - ખગોળ સંબંધી નક્કર વિજ્ઞાનસંમત, તર્કસંમત અને આગમસંમત સમાધાન છે. પ્રો. ડૉ. જિતેન્દ્રભાઈ શાહના શબ્દોમાં કહીએ તો, 'જૈન પરંપરાની ભૂગોળ અને ખગોળ અન્ય ભારતીય પરંપરાની ભૂગોળ અને ખગોળ કરતાં વધુ વ્યવસ્થિત, ગાણિતિક દૃષ્ટિએ શ્રેષ્ઠ છે. એ જટિલ હોવા છતાં મૌલિક અને આદર્શરૂપ છે.' પ્રસ્તુત પુસ્તકમાં જૈન ભૂગોળ-ખગોળ વિશેની સમસ્યાઓ, શંકાઓ, જૈન બ્રહ્માંડ – આધુનિક બ્રહ્માંડ, પ્રાચીન મહર્ષિઓ દ્વારા રજૂ થયેલી સમીક્ષા, જૈનદર્શનનાં વિલક્ષણ પદાર્થો વગેરે જેવી અનેક માહિતી ઉપલબ્ધ છે. પ્રાચીનકાળ સમયના પૃથ્વીના નકશા, વિભિન્ન શહેરોનાં અંતરો અને ભગવાન મહાવીર સ્વામિની નિરૂપણ શૈલીની સમજ આ સંશોધન પુસ્તિકાનું હાર્દ છે.






**આખી દીવાલ મારી પાટી (બાળ-કિશોર કાવ્યસંગ્રહ) :** જિગર જોષી 'પ્રેમ', ગૂર્જર સાહિત્ય ભવન - રતનપોળનાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ - ૩૮૦૦૦૧ ફોન: ૦૭૯૨૨૧૪૪૬૬૩ પ્રથમ આવૃત્તિ: ૨૦૨૧, પૃષ્ઠ - ૩0, કિંમત રૂ. ૬૦/-

બાળસાહિત્યનું ખેડાણ જોતાં એવું અવશ્ય કહી શકાય કે એમાં જેટલી ઇયત્તા છે એટલી ગુણવત્તા નથી, પણ જિગર જોષી પાસેથી આપણને ગુણવત્તાસભર બાળ-કિશોર કાવ્યસંગ્રહ પ્રાપ્ત થાય છે. આપણા દુર્ધર્ષ વિવેચક રમણ સોની આ કાવ્યસંગ્રહ વિશે કહે છે, '... જિગર જોષીનું બાળસાહિત્ય ધ્યાન ખેંચે છે ને પ્રસન્ન કરે છે. આ કાવ્યો લયમાં ખરાં ઊતરે છે. અહીં ટૂંકી બેતથી પણ કાવ્ય શરૂ થાય છે અને દીર્ઘ પંક્તિમાં પણ લય સહજતાથી સેલારા લેતો હોય છે.' એમના કાવ્યની એક પંક્તિ જુઓ :

'આખી દીવાલ મારી પાટી
નવા-નવા કક્કાના ઊગે છે છોડ
અને હરખાતી નવી નવી માટી'

આ બાળગીતોની સાહજિકતા અને વિષયોનું વૈવિધ્ય કવિને પોતાના દીકરા વિષ્ણુની જિજ્ઞાસાને પરિતૃપ્ત કરતાં લાધ્યાં છે એટલે એમાં બાળસાહિત્યની પ્રમાણભૂતતા ઉમેરાય છે. જિગર જોષી અન્ય સાહિત્ય-સ્વરૂપો સાથે બાળસાહિત્યમાં પણ એક આગવો અવાજ બની રહેશે એવું આ સંગ્રહ જોતાં કહી શકાય.






**પુષ્પક (વાર્તાસંગ્રહ) :** ધર્મેન્દ્ર ત્રિવેદી, સ્પર્શ પબ્લિકેશન - ૪૦૬, અંજનિ આયકોન, ડૉક્ટર્સ પાર્ક રોડ, જહાંગીરપુરા, સુરત - ૩૯૫૦૦૯ મોબાઇલ ૯૪૨૮૦ ૧૨૨૪૯ પ્રથમ આવૃત્તિ : નવેમ્બર ૨૦૨૧, પૃષ્ઠ - ૧૦૨, કિંમત રૂ. ૧૫૦/-

ધર્મેન્દ્ર ત્રિવેદીની બાર વાર્તાઓનો આ સંગ્રહ તેમના સર્જનનું પ્રથમ સોપાન છે. જીવનની કઠોર વાસ્તવિકતા અને એની વચ્ચેથી વહી નીકળવાનું સંવેદનનું સુકોમળ ઝરણ આ વાર્તાઓનો વિશેષ છે. અલબત્ત, 'શબ્દ વર્સિસ અક્ષર' જેવી માર્મિક કપોળકલ્પિત વિજ્ઞાનકથા પણ નોંધનીય છે. તેમની વાર્તાઓમાં પિતા-પુત્રના અનેક સ્તરીય તાણાવાણાનું બાહુલ્ય પણ ઊડીને આંખે વળગે એવું છે. ચીલાચાલુ વાર્તાવિષય અને કથનથી આ વાર્તાઓ કંઈક જુદો ચીલો ચાતરે છે. કિરીટ દૂધાત નોંધે છે કે તેની અંદર એક સિદ્ધહસ્ત વાર્તાકાર બેઠેલો છે તેની શાહેદી આ વાર્તાઓ પૂરે છે. તેમના આ સર્જનાત્મક આગમનને વધાવીએ.






**ખડિયાની આરપાર (ગઝલસંગ્રહ) :** નીરવ વ્યાસ, સાયુજ્ય પ્રકાશન: એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા વડોદરા - ૩૯૦૦૨૩ ફોન: ૯૯૯૮૦૦૩૧૨૮ પ્રથમ આવૃત્તિ: ૨૦૨૧, પૃષ્ઠ - ૧૩૪, કિંમત રૂ. ૨૦૦/-

આપણા મોટા ગજાના સર્જક ચિનુ મોદી નીરવ વ્યાસને નવાજતાં કહે છે, 'શાસ્ત્રશુદ્ધ ગઝલો અને આંતર તત્ત્વ સંદર્ભે વિસ્મયકારક વિસ્તાર નીરવને મોટા ગજાનો ગઝલકાર બનાવશે એમ લાગે છે.' નીરવ વ્યાસનો આ ૧૦૮ ગઝલોનો સંચય તેમની વાતને યથાર્થ કરે છે.

અતિશય છે જરૂરી જે એ પ્હેલાં શીખવી દે છે,
જનમતાંવેંત આંખો સૌને રડતાં શીખવી દે છે.

જરૂરત છે બધા લોકોની વચ્ચે સ્હેજ ભળવાની,
પછી ના આવડે જે એ આ દુનિયા શીખવી દે છે.

પ્રથમ શેરની માર્મિકતા અને સહજતા ઊડીને આંખે વળગે છે. એની સાથે ભાષા અને અભિવ્યક્તિની ખુમારી પણ જુઓ :

અમારા હાથ સમજ્યા છે સદાયે કર્મની ભાષા,
દુઆ ના સાંભળી કે બાદ દુઆની નોંધ ના લીધી.

તેમની સર્જનશીલતાને ખડિયાની આરપાર તેમની કલમમાંથી પામી શકાય છે. તેમને ઉમળકાભર્યો આવકાર.

## સાભાર સ્વીકાર

* આર. આર. શેઠ એન્ડ કંપની પ્રા. લિ. (૧૧૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, અર્થબાગ, મુંબઈ-૪૦૦ ૦૦૨, ફોન : ૨૨૦૧૩૪૪૧)નાં પ્રકાશનો : * મા, તું આવીશ ને? : ડૉ. વસુધા મહેશ ઈનામદાર, પૃ. 128, કિં. રૂ. 150, પહેલી આવૃત્તિ - 2020. * સમાધાન સંભવ છે : ચૈતન્ય સંઘાણી, પૃ. 104, કિં. રૂ. 150, પહેલી આવૃત્તિ - 2020. * શાશ્વત સુખની Master Key : ચૈતન્ય સંઘાણી, પૃ. 104, કિં. રૂ. 150, પહેલી આવૃત્તિ - 2020. * Great Indian સર્કસ : હર્ષ મેસવાણિયા, પૃ. 180, કિં. રૂ. 200, પહેલી આવૃત્તિ - 2020. * Smile રામ : સાંઈરામ દવે, પૃ. 168, કિં. રૂ. 175, પહેલી આવૃત્તિ - 2020. * કૃષ્ણનું Modern Management : તિર્થંક રાણા, પૃ. 108, કિં. રૂ. 125, પહેલી આવૃત્તિ - 2020. * Money માઈન્ડ : રાધાકૃષ્ણન પિલ્લઈ, પૃ. 120, કિં. રૂ. 125, પહેલી આવૃત્તિ - 2020. * માહોલ મુશાયરાનો : રઈશ મનીઆર, પૃ. 142, કિં. રૂ. 150, પુનુર્મુદ્રણ - 2020. * 5 Little Pigs (પ્રેમ, પ્રપંચ અને કાવતરાની સનસનાટીભરી કથા) : અગાથા ક્રિસ્ટી, અનુવાદઃ કેયુર કોટક, પૃ. 246, કિં. રૂ. 275, પહેલી આવૃત્તિ - 2020. * વાત આમ છે... : અશોકપુરી ગોસ્વામી, પૃ. 160, કિં. રૂ. 175, પહેલી આવૃત્તિ - 2021. * બેબીલોનનો Richest Man : જ્યોર્જ એસ. ક્લેસન, પૃ. 128, કિં. રૂ. 99, પહેલી આવૃત્તિ - 2021. * The બોડી In the Lebrary : અગાથા ક્રિસ્ટી, અનુવાદઃ વર્ષા પાઠક, પૃ. 144, કિં. રૂ. 160, પહેલી આવૃત્તિ - 2021. * પપ્પાની ગર્લફ્રેન્ડ : ડૉ. નિમિત્ત ઓઝા, પૃ. 230, કિં. રૂ. 250, પહેલી આવૃત્તિ - 2020. * આશ્ચર્યજનક દુનિયા : રાહુલ ભોળે, પૃ. 165, કિં. રૂ. 180, પહેલી આવૃત્તિ - 2020. * વિજ્ઞાનવિશ્વ : રાહુલ ભોળે, પૃ. 232, કિં. રૂ. 250, પહેલી આવૃત્તિ - 2020. * અનોખી શોધો : રાહુલ ભોળે, પૃ. 104, કિં. રૂ. 125, પહેલી આવૃત્તિ - 2020. * સાપ સીડીઃ કમલેશ જોષી, પૃ. 170, કિં. રૂ. 180, પહેલી આવૃત્તિ - 2020.

* પ્રકાશક : રમણીક અગ્રાવત : (7, મુક્તાનંદ સોસાયટી, નર્મદાનગર, જિ. ભરૂચ, 392 015)નાં પ્રકાશન : * કુમારજીવઃ શ્રી કુંવર નારાયણ, અનુવાદ : રમણીક અગ્રાવત, પૃ. 104, કિં. રૂ. 200, પહેલી આવૃત્તિ - 2021. * અંતરીક્ષમાં લટકતી સીડીઓ : રમણીક અગ્રાવત, પૃ. 104, કિં. રૂ. 200, પહેલી આવૃત્તિ - 2021. * ચાહું છું તને, હે પૃથ્વી : પાબ્લો નેરુદા, અનુવાદઃ રમણીક અગ્રાવત, પૃ. 80, કિં. રૂ. 150, પહેલી આવૃત્તિ - 2021.

# તમારી દૃષ્ટિએ

જાન્યુઆરી ૨૦૨૨ના અંકમાં અશ્વિની બાપટ લિખિત રચના (ભાવાનુવાદ) 'માણસાઈની જ્યોત' વાંચીને આનંદની લાગણી થઈ છે. મુંબઈની એક મધ્યમવર્ગની મહિલાઓ કૅન્સર હૉસ્પિટલ માટે કરોડો રૂપિયાની કિંમતનું ભૂમિદાન કર્યું તે એક વિરલ ઘટના કહી શકાય. સેવા અને સમર્પણની આ નારીરત્નની ભાવનાને શત શત વંદન. આ અંકમાં શ્રી હેમંત સોલંકી અનુવાદિત પ્રસિદ્ધ પક્ષીવિદ સાલિમ અલી અંગેનો પરિચય લેખ ગમ્યો. ધન્યવાદ.

**અમદાવાદ - આઇ. બી. પરમાર**

* * *

ઘણી યુવાનવયથી 'સમર્પણ' અને પછી 'નવનીત સમર્પણ'નો વાચક છું. દર મહિને નવા અંકની આતુરતાથી રાહ જોઈએ છીએ. શ્રી આરાધના ભટ્ટે જાન્યુઆરી ૨૦૨૨ના અંકમાં લીધેલી ડૉ. હિમાંશુ બ્રહ્મભટ્ટની મુલાકાત ખૂબ જ જ્ઞાનપ્રદ અને માહિતીસભર રહી. સીધાસાદા શબ્દોમાં કોવિડ અને કેન્સરના વાયરસની ગતિવિધિ, શરીરમાં એનું કામ, એના પ્રતિકાર સ્વરૂપે ઍન્ટિબૉડીઝ વગેરે ખૂબ સરસ રીતે સમજાવ્યું. ડૉક્ટરનાં સમર્પણ - તપસ્યાને સલામ.

**અમદાવાદ - રિક્ષિત શાહ**

* * *

જાન્યુઆરી ૨૦૨૨ના અંકમાં 'માણસાઈની જ્યોત' ભાવાનુવાદ : અશ્વિની બાપટનો લેખ ખૂબ જ ગમ્યો. આજ પૂરી માનવજાત ગરીબ, તવંગર બધાએ પૈસા પાછળ દોટ મૂકી છે! પૈસા કમાવવામાં જ જિંદગી પૂરી થઈ જાય છે. પૈસા 'કમાવા' એ જ પ્રવૃત્તિ – માનવામાં આવે છે! પૈસા કમાયા વગરનાં સેવા, દયાભાવ, સહાનુભૂતિનું કોઈ મૂલ્ય નથી રહી ગયું! એવામાં નામ ન આપવાની શરતે ૬૧ વર્ષની સામાન્ય સ્ત્રી – વારસામાં મળેલ ૧૨૦ કરોડની કીમતી જમીન કૅન્સરની હૉસ્પિટલ માટે દાનમાં આપી દેવા માટે 'સંસ્કાર' અને 'ભાવના' જોઈએ. અભિનંદન.

**મીઠાપુર - મુકેશ ટી. ચંદારાણા**

* * *

જાન્યુઆરી ૨૦૨૨નો અંક વાંચ્યો. એમાં ગુજરાતીઓ સંશોધનને પણ ધન ગણે છે એવા ડૉ. હિમાંશુભાઈ બ્રહ્મભટ્ટનો ઇન્ટરવ્યૂ વાંચ્યો. તેઓ માનવજાત માટે ઊંડી નિસબત ધરાવતા હોવાથી કેન્સર જેવા જીવલેણ રોગના ઉપચાર માટે તથા કોવિડ-૧૯ માટે રસી બનાવવાનાં કામમાં ગળાડૂબ છે. આજની યુવા પેઢી પોતાના મિશન માટે આટલી બધી મહેનત કરી રહી છે એ જાણી ખૂબ આનંદ થયો.

માનવમૂલ્યોમાંથી ઓછી થતી જતી શ્રદ્ધા ટકાવી રાખવા માલવિકાબહેનના લેખનો અશ્વિની બાપટે કરેલો ભાવાનુવાદ

આપણે માટે પ્રકાશિત કર્યો માટે ખૂબ આભાર.

**વ્યારા - પ્રકાશ સી. શાહ**

* * *

'નવનીત સમર્પણ'નો ફેબ્રુઆરી-2022નો અંક હાથમાં આવ્યો ને મારી નજર ગઈ અમૃત ગંગરના મણિલાલ ગાલા વિશેના લેખ પર. મથાળે આપેલી ભાવવાહી તસવીરમાં જ તે અલગારી કચ્છી માડુના વ્યક્તિત્વની રેખાઓ ઊપસતી કળાઈ.

મણિલાલને મળવાનું તો બે-ત્રણ વાર જ થયેલું. 'સંજીરેમેં ધબલ પીરા'નાં કાવ્યો અને 'વાધોડ'ના થોડા અંકોથી તેમનો પરિચય. તેમના વિશેની દંતકથાઓ સમી વાતો સાંભળવા મળતી રહે. એટલા પરથી એક આગવો મિજાજ ધરાવતી વ્યક્તિ અને અનોખા અંદાજમાં કામ કરતો સર્જક / કલાકાર મને તેનામાં દેખાયો. ઉછેર મુંબઈમાં પણ જીવ તેનો જોડાયેલો કચ્છની ભૂમિ સાથે. એટલે ગગનચુંબી ઇમારતોની લીસી દીવાલો કરતાં ભોંયનું ખરબચડાપણું તેને વિશેષ ગમે. વાત તારકોવ્સ્કીની હોય કે સુરેશ જોષીની, ભાષાવિજ્ઞાનની હોય કે કલાઓની, એ બધું જ કચ્છીમાં ઉતારવાની તેની જિદ્દ અને કચ્છી ભાષાને પણ ભાષાવિજ્ઞાનની સરાણે આગવો ઘાટ આપવાની ખેવના. આવા એક અનોખા વ્યક્તિત્વને ભાઈ અમૃત ગંગરે સમુચિત અને સમયોચિત અંજલિ આપી છે. 'નવનીત સમર્પણ'ના સુજ્ઞ વાચકો સુધી મણિલાલ ગાલાની વાત પહોંચી એનો આનંદ.

મણિલાલ ગાલાની વાત કરતાં મને 'રાનેરી'ના કવિ મણિલાલ દેસાઈને અંજલિ આપતા આદિલ મન્સૂરીએ લખેલી ગઝલના એક-બે શેર યાદ આવે છે :

કાલે શબ્દો કી ઉદાસી પી કે લેહરાયેગા કૌન?<br>
વક્ત કી દીવાર સે અબ સર કો ટકરાયેગા કૌન?<br>
ઝિન્દગી કે ગીત કા ટૂટા હુવા વહ અંતરા,<br>
મૌત કી આંખો મેં આંખે ડાલ કર ગાયેગા કૌન?

**ભુજ - રમણીક સોમેશ્વર**

* * *

ફેબ્રુઆરીના અંકમાં કવિશ્રી હરીશ મીનાશ્રુની કાવ્ય-રચના વાંચીને ધન્ય ધન્ય થઈ ગયો. એક ખાસ વાત તો એ કે કાવ્ય રચના એ એક સાંપ્રત સમસ્યાને બ-ખૂબી સમાવી લીધી છે અને કાવ્ય-પઠન કરતા ખૂબ આનંદ આવે છે. શબ્દો અને તેની ગોઠવણનું માધુર્ય કવિશ્રીની કક્ષાને ખૂબ ઊંચાઈ બક્ષે છે. તેઓશ્રીનું મૂલ્યાંકન કરવાની મારી કોઈ જ હેસિયત નથી. હું તો તેમની લેખિની અને કલમનો એક અદનો ચાહક અને ભાવક છું. આ તકે તે જાહેરમાં લખવાની, વ્યક્ત કરવાની ગુસ્તાખી માત્ર કરું છું.

**લંડન - હેમંત જાની**

સુધારો : લલિત ત્રિવેદીની હરિદ્વારિકાઓ રચના સરતચૂકથી ફરી પ્રગટ થઈ છે. ક્ષમસ્વ. સર્જકોને પણ વિનંતી કે એની એ રચના ફરી ન મોકલે.



# ભવન્સ - વૃત્ત

## ચંડીગઢ કેન્દ્રઃ શૈક્ષણિક પ્રતિષ્ઠામાં પ્રથમ ક્રમાંક

**સ**તત શ્રેષ્ઠતા જાળવી રાખનાર ચંડીગઢ કેન્દ્રનું ભવન વિદ્યાલય ફરી એકવાર એજ્યુકેશન વર્લ્ડ દ્વારા ૨૦૨૧-૨૨ની શાળા શ્રેણી - શૈક્ષણિક પ્રતિષ્ઠામાં દેશમાં પ્રથમ ક્રમાંક અને નેતૃત્વ વ્યવસ્થાપનની ગુણવત્તામાં શાળાને પાંચમો ક્રમાંક પ્રાપ્ત થયો છે.




એજ્યુકેશન વર્લ્ડ ઇન્ડિયા સ્કૂલ રેન્કિંગ્સ (EWISR)એ વિશ્વનું સૌથી મોટું અને તલસ્પર્શી શાળા રેન્કિંગ્સ સર્વેક્ષણ છે અને છેલ્લા એક દાયકામાં શૈક્ષણિક સંસ્થાઓને રેટિંગ આપવામાં સૌથી વિશ્વસનીય છે. આ સર્વેક્ષણ ભારતની સૌથી ઉત્તમ શાળાઓને વિવિધ પરિમાણોને આધારે ૨૦૦૦ રેન્કિંગ્સ આપે છે. એમાં શૈક્ષણિક પ્રતિષ્ઠા, શિક્ષકોની યોગ્યતા, નેતૃત્વ ગુણવત્તા, રમતગમત શિક્ષણ વગેરે પરિમાણો અને એ સિવાય ૧૧,૦૦૦થી વધુ જાણકારો (માતાપિતા, શિક્ષકો, આચાર્યો, વિદ્યાર્થીઓ, શિક્ષકો અને હિતેચ્છુઓ) સાથેના ક્ષેત્રિય ઇન્ટરવ્યૂ પર આધાર રાખે છે.

આ પુરસ્કાર યોગ્ય સમયે મળ્યું છે, કારણ કે શાળા આગામી શૈક્ષણિક વર્ષ ૨૦૨૨માં ન્યૂ ચંડીગઢ ખાતે એની આગામી શાખા પ્રસ્થાપિત કરવાની તૈયારીમાં છે. ભવનનાં પરિમાણો પ્રમાણે આ શાખાની શ્રેષ્ઠતા સુયોગ્ય છે, સાથે માળખાકીય સુવિધાઓની દૃષ્ટિએ પણ મોખરે છે.

---

## હૈદરાબાદ કેન્દ્ર : આદિવાસી નૃત્ય (તીજ ઉત્સવ)

**ભાર**તીય વિદ્યા ભવન - ઇન્ફોસિસ ફાઉન્ડેશન, સાંસ્કૃતિક આઉટરીચ કાર્યક્રમ 'આદિવાસી નૃત્ય' (તીજ ઉત્સવ) ૨૬ નવેમ્બર, ૨૦૨૧ના રોજ ભવનની આત્મકુરી



રામા રાવ શાળાના પરિસરમાં તીજ ઉત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. શ્રી લિંગા શ્રીનિવાસ અને મહબૂબનગર જિલ્લા કમિટીએ બંજારા (આદિવાસી) સમુદાયનાં લોકગીતોની ધૂન પર નૃત્ય કરતી શ્રેષ્ઠ રજૂઆતો કરી હતી. સંગીત અને નૃત્યની ગુંજ સાથેની રજૂઆતથી વિદ્યાર્થીઓ અને શિક્ષકો મંત્રમુગ્ધ થયા હતા.

---

## કલકત્તા કેન્દ્ર : યુથ આઇડિયાથોન ૨૦૨૧

**ભા**રત સરકારના કૌશલ્ય વિકાસ અને સાહસિકતા મંત્રાલય હેઠળ મૅનેજમેન્ટ આંત્રપ્રિન્યોરશિપ પ્રોફેશનલ સ્કિલ્સ કાઉન્સિલ (MEPSC)ના સહયોગથી થિંકસ્ટાર્ટઅપે સપ્ટેમ્બર અને નવેમ્બર વચ્ચે ભારત ૭૫મા વર્ષે : યુથ આઇડિએશન ૨૦૨૧નું આયોજન કર્યું હતું.



CBSEએ સ્ટાર્ટઅપ ભારત અને રાષ્ટ્રીય શિક્ષણ નીતિ ૨૦૨૦ના આદેશને ઉજાગર કરતા વિચારોના આ પર્વને માન્યતા આપી હતી. આ કાર્યક્રમનો હેતુ ભારતની શાળાના વિદ્યાર્થીઓમાં નવીનતા અને સાહસિકતાની ભાવના કેળવવાનો હતો. ભવનના ગંગાબક્ષ

કનોરિયા વિદ્યામંદિરના સો કરતાં વધુ વિદ્યાર્થીઓએ આ રાષ્ટ્રનિર્માણ તાલીમમાં સક્રિયપણે ભાગ લીધો હતો. આમાંથી બે વિદ્યાર્થીઓ અર્ચિશા મંડલ અને હિયા પોલે સ્પર્ધામાં ટોચના ૫૦ ઉમેદવારોમાં સ્થાન મેળવ્યું હતું. અર્ચિશાનો વિચાર વાઈના હુમલાની ચેતવણી આપી શકે એવું પહેરવા યોગ્ય સાધન બનાવવાનો હતો, જ્યારે હિયાનો વિચાર પુનઃ ઉપયોગમાં લઈ શકાય એવી જ વસ્તુઓ (રીસાઇક્લિંગ) દ્વારા નોટબુક બનાવવાનો હતો.

ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑફ ટેક્નોલૉજી – દિલ્હી ખાતે ૨૦મી નવેમ્બરે આ સ્પર્ધાનું આયોજન થયું હતું. વિદ્યાર્થીઓમાં નવીનતા અને ઉદ્યોગસાહસની માનસિકતાને પ્રોત્સાહિત કરવા બદલ શાળાને સ્કૂલ ઑફ ઇનોવેશન પ્રમાણપત્ર આપવામાં આવ્યું હતું. વિદ્યાશાખાના સભ્યો સુશ્રી રાજશ્રી સેનગુપ્તા અને સુસ્મિતા સેનને પણ શ્રેષ્ઠ માર્ગદર્શક પ્રમાણપત્ર એનાયત કરવામાં આવ્યાં હતાં.

## ડૉ. પ્રમોદ વી. પાઠક દ્વારા ‘ભારતીય વિદ્યાભ્યાસના આંતર-શિસ્ત અભિગમ’ પર વ્યાખ્યાન



ડૉ. પ્રમોદ વી. પાઠક

**ભા**રતીય વિદ્યા ભવન દ્વારા સંસ્થાના સ્થાપક, પ્રમુખ, કુલપતિ શ્રી કનૈયાલાલ મુનશીજીને ૩૦-૧૨-૨૦૨૧, ગુરુવારના રોજ તેમની ૧૩૪મી જન્મજયંતી નિમિત્તે શ્રદ્ધાંજલિ આપવામાં આવી હતી. આ પ્રસંગે ભવનના સંસ્કૃત વિભાગના કર્મચારી સભ્યો દ્વારા રુદ્રાષ્ટાધ્યાયીનું પઠન કરવામાં આવ્યું હતું અને કેન્દ્રીય ભવન ખાતે જાણીતા ઇન્ડોલૉજિસ્ટ ડૉ. પ્રમોદ પાઠક દ્વારા ‘ભારતીય વિદ્યાભ્યાસના આંતર-શિસ્ત અભિગમ’ પર ઑનલાઇન વ્યાખ્યાનનું આયોજન કરવામાં આવ્યું હતું.

ભવનના સંસ્કૃત પરીક્ષા વિભાગના સચિવ શ્રી કે. કે. ઝાએ વૈદિક પ્રાર્થના કરી. અનુસ્નાતક અને સંશોધન વિભાગના મદદનીશ શ્રી હિતેશ ત્રિવેદીએ સ્વાગત પ્રવચન કરીને કુલપતિ શ્રી મુનશીજીને શ્રદ્ધાંજલિ આપી તેમજ કાર્યક્રમનું સંચાલન કર્યું. એ જ વિભાગના નિયામક ડૉ. ગિરીશ બી. જાનીએ વક્તાનો પરિચય આપ્યો હતો.

ડૉ. પાઠકે તેમના માહિતીસભર વ્યાખ્યાનની શરૂઆતમાં કુલપતિ

શ્રી મુનશીજીને શ્રદ્ધાંજલિ આપી અને ભવનના ભૂતપૂર્વ નિયામક, અનુસ્નાતક અને સંશોધન વિભાગના તેમના સંશોધન માર્ગદર્શક સ્વ. શ્રી પ્રો. એસ. એ. ઉપાધ્યાયને પણ શ્રદ્ધાંજલિ આપી. ડૉ. પાઠકે ઇન્ડોલૉજિકલ સંશોધનમાં આંતર-શિસ્ત અભિગમના મહત્ત્વને રેખાંકિત કર્યું અને વૈદિક અર્થઘટન, પૃથ્વીની સપાટી પર ટેક્ટોનિક હિલચાલ, નદીઓનાં સ્થળાંતર, જ્વાળામુખી અને માટીના બંધ, સિંધુ સીલ, વૈદિક અધિકારો અને કુદરતી ઘટનાઓ સાથે સંબંધિત પૌરાણિક કથાઓ દ્વારા વિવિધ ક્ષેત્રોમાં કરવામાં આવેલ પસંદગીનાં સંશોધન અભ્યાસોનાં પરિણામોની ચર્ચા કરી. આ સાથે અનેક ઉદાહરણો દ્વારા તેમણે જણાવ્યું કે આ પ્રકારના અભ્યાસો આંતર-શિસ્ત અભિગમ અને શિક્ષણની વિવિધ શાખાઓ જેવી કે ઇતિહાસ, પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર અને પર્યાવરણીય વિજ્ઞાન સાથે કેવી રીતે સંકળાયેલા છે.

વ્યાખ્યાનના અંતે ભવનના સંસ્કૃત પરીક્ષા વિભાગના કર્મચારી શ્રી રાહુલ કુમાર વિશ્વકર્માએ આભાર વ્યક્ત કર્યો હતો.

## તિરુપતિ કેન્દ્રઃ આધ્યાત્મિક પ્રવચન

**ભા**રતીય વિદ્યા ભવન, તિરુપતિ કેન્દ્રના વિદ્યાર્થીઓને રામકૃષ્ણ મિશન આશ્રમ-તિરુપતિના ભૂતપૂર્વ સચિવ સ્વામી અનુપમાનંદજી અને સ્વામી સુકૃતાનંદજી સાથે વાર્તાલાપ કરવાની અદ્ભુત તક મળી.



આ પ્રસંગે સ્વામી અનુપમાનંદજીના હસ્તે ભારતીય વિદ્યા ભવન, તિરુપતિના કર્મચારી નિવાસે આધ્યાત્મિક કેન્દ્રનું ઉદ્ઘાટન કરવામાં આવ્યું હતું. સંબોધનમાં તેમણે સંસ્થા સાથેનો પોતાનો સંબંધ યાદ કર્યો. વિદ્યાર્થી જીવનના મહત્ત્વ પર પ્રકાશ પાડતાં તેમણે કહ્યું કે વિદ્યાર્થીનું ભવિષ્ય પોતાના જ હાથમાં હોય છે.

**"નવનીત સમર્પણ"** સામયિકની માલિકી તથા બીજી વિગતોને લગતું ફેબ્રુઆરીની છેલ્લી તારીખ પછીના પ્રથમ અંકમાં પ્રકટ કરવાનું નિવેદનઃ

# ફૉર્મ ૪ [નિયમ ૮મો]

| | | |
|---|---|---|
| ૧. **પ્રકાશનનું સ્થળ** | | મુંબઈ |
| ૨. **પ્રકાશનનો ગાળો** | | માસિક |
| ૩. **મુદ્રકનું નામ** | | પી. વી. શંકરનકુટ્ટી |
| | રાષ્ટ્રીયતા | ભારતીય |
| | સરનામું | ભારતીય વિદ્યા ભવન, કુલપતિ ક. મા. મુનશી માર્ગ, મુંબઈ-૭. |
| ૪. **પ્રકાશકનું નામ** | | પી. વી. શંકરનકુટ્ટી |
| | રાષ્ટ્રીયતા | ભારતીય |
| | સરનામું | ભારતીય વિદ્યા ભવન, કુલપતિ ક. મા. મુનશી માર્ગ, મુંબઈ-૭. |
| ૫. **સંપાદકનું નામ** | | દીપક દોશી |
| | રાષ્ટ્રીયતા | ભારતીય |
| | સરનામું | ભારતીય વિદ્યા ભવન, કુલપતિ ક. મા. મુનશી માર્ગ, મુંબઈ-૭. |
| ૬. **વર્તમાનપત્રની માલિકી ધરાવનાર વ્યક્તિઓનાં અને કુલ મૂડીના એક ટકાથી વધુ શેર ધરાવનાર શેરહોલ્ડરો કે ભાગીદારોનાં નામ અને સરનામાં :** | | ભારતીય વિદ્યા ભવન, સોસાયટી રજિસ્ટ્રેશન એક્ટ ૨૧ (૧૮૬૦) તથા મુંબઈ પબ્લિક ટ્રસ્ટ એક્ટ (૧૯૫૦) નં. એફ. ૩૫૮ (મુંબઈ) અનુસાર રજિસ્ટર્ડ. |

પ્રમુખઃ
**શ્રી સુરેન્દ્રલાલ જી. મહેતા**

ઉપપ્રમુખઃ
**શ્રી બનવારીલાલ પુરોહિત**

હું પી. વી. શંકરનકુટ્ટી આ દ્વારા જાહેર કરું છું કે ઉપર અપાયેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

**પી. વી. શંકરનકુટ્ટી**
પ્રકાશકની સહી

માર્ચ ૨૦૨૨

# આ અંકના લેખકો

**સુભાષ ભટ્ટ:** 'સરાય' સી 1105/6, રામનગર, કાળવીબીડ, ભાવનગર-364 002.
**સંજુ વાળા:** એ-77 આલાપ એવન્યૂ, પુષ્કરધામની બાજુમાં, યુનિવર્સિટી રોડ, રાજકોટ - 360 005
**સુરેન્દ્ર કડિયા:** સી - ૬, આદિશ્વર એપાર્ટમેન્ટ, શાસ્ત્રીનગર બી આર ટી, અમદાવાદ - 380 013.
**ગૌરાંગ ઠાકર:** એ/401, સેકટમ હૉમ્સ, જે. કે. મૉટર્સ સામે, પાલ આર.ટી.ઓ. પાસે, પાલ, સુરત-9
**રિયાઝ દામાણી:** સદરુદ્દીન વીરજી કૉલોની, બ્લૉક નંબર-૯, વાંડળિયા રોડ, અમરાપરા, જિલ્લો-બોટાદ અમરેલી, બાબરા -૩૬૫૪૨૧. મો—9737694003
**ભાવેશ ભટ્ટ:** એચ-503, સ્વામિનારાયણ કેસલ-1, અર્જુન-આશ્રમની પાસે, ગ્રીનસિટી રોડ, નિર્ણયનગર, અમદાવાદ-382481
**કુલદીપ કારિયા:** ભવાની કૃપા, 2, વિદ્યુત નગર, પ્લોટ નં. 37, રૈયારોડ, રાજકોટ-360007.
**સિકંદર મુલતાની:** માલીવાડ, જગન્નાથજીના મંદિર પાસે, ગ્રીનચોક, લીંબડી-363421, જિ. સુરેન્દ્રનગર (ગુજરાત) મો. 9228116363
**પ્રતિષ્ઠા પંડ્યા:** પાર્વતી, આઝાદ સોસાયટી પાસે, આંબાવાડી, અમદાવાદ-380 015.
**યોસેફ મેકવાન :** 302, એન્જલ ડિવાFન, સંત કબીર સ્કૂલ સામે, નવરંગપુરા, અમદાવાદ-380009
**કમલ વોરા:** એ-403, પારસનાથ, વલ્લભબાગ લેન, ઘાટકોપર (ઈસ્ટ), મુંબઈ-77
**કૂપમંડૂક:** ફોન : 022 23630786
**પ્રવીણસિંહ ચાવડા:** 212, વૃંદાવન-2, ડી-માર્ટની સામે, સેટેલાઈટ રિંગ રોડ, અમદાવાદ-380 015
**સતીશચંદ્ર વ્યાસ:** 'બીજેશ' ૦૪, મોમાઈનગર, ગાંધીનગર પાસે, જામનગર, ૩૬૧૦૦૫, મો: ૯૪૨૯૨ ૭૨૧૪૯
**અરુણા જાડેજા:** એ-1, સરગમ ફ્લેટ્સ, ઈશ્વર ભુવન રોડ, નવરંગપુરા, અમદાવાદ-380 014
**કલ્પના દેસાઈ:** 10/જય મહાલ, એ-રોડ, ચર્ચગેટ
**શ્રીલેખા રમેશ મહેતા:** shreelekharamesh@gmail.com
**ડૉ. પન્ના ત્રિવેદી:** આસિ. પ્રોફેસર, ગુજરાતી વિભાગ. વીર નર્મદ દક્ષિણ ગુજરાત યુનિ., ઉધના મગદલ્લા રોડ, સુરત - ૩૯૫૦૦૭.
**ડૉ. ભાલચન્દ્ર હ. હાથી :** 677, વાસ્તુનિર્માણ સોસાયટી, સેક્ટર - 21. ગાંધીનગર. 382 021.
**ફારૂક શાહ:** જેઠવા નિવાસ સામે, શ્રેયસ ક્લિનિક પાસે, વોકળા કાંઠા રોડ, જિ. રાજકોટ ધોરાજી-360 410.
**નિવ્યા પટેલ:** બી/97, યોગીનગર ડુપ્લેક્સ ટાઉનશીપ, રામાકાકા મંદિર પાસે, છાણી, વડોદરા-391740
**પરાગ ત્રિવેદી:** સી-104, સત્યમ્ સ્કાઇલાઇન, એ.ઈ.સી. ચાર રસ્તા, ટોરેન્ટ પાવર ઑફિસની સામે, નારણપુરા, અમદાવાદ-380013.
**ડૉ. પંકજ જોશી:** psjcosmos@gmail.com
**ચંદ્રિકા લોડાયા:** ૧૯, ક્લોવર પાર્ક, ૪૯, વિમાન નગર, પુણે-૪૧૧૦૧૪, ફોન:૯૮૯૦૧૭૭૦૯૯
**વિક્રમ ચૌધરી:** ગુજરાતી વિભાગ, પી. આર. બી. આર્ટ્સ અને પી. જી. આર. કૉમર્સ કૉલેજ, બારડોલી. જિ. સુરત - 394601. મો. ૯૪૨૮૫ ૭૮૬૯૯
**બટુકદાસ નિમાવત:** C/o. સુનીતા નિમાવત, આચાર્ય, વલ્લભીપુર વિનયન કૉલેજ, જિ. ભાવનગર, પિન-364310. મો. 9825335899.
**કાશ્યપી મહા:** બંગલો નં. 6, તપસ્વી જલારામ સોસાયટી, જ્ઞાનદા બસ સ્ટોપ, જીવરાજ પાર્ક રોડ, વેજલપુર, અમદાવાદ-380051.
**રમેશ તન્ના:** ગાતું ઘર, સી-3, સૂરસાગર ટાવર, કલાસાગર મોલની સામે, સતાધાર, સોલા રોડ, અમદાવાદ- 380061 મોબાઈલ- 98240 34475
**અમી ભાયાણી:** 19, ગોલ્ડ વિલા, આકૃતિ સોસાયટી, બાવડિયા કલાન, ભોપાલ, મધ્યપ્રદેશ-462026
**શરીફા વીજળીવાળા:** બી/402, વૈકુંઠ પાર્ક એપાર્ટમેન્ટ, કોઝ વે રોડ, તાડવાડી, રાંદેલ, સુરત-395009



# વોટ્સએપ

□ સં. શરીફા વીજળીવાળા

જજ : ''તને અહીં પીવા માટે લાવવામાં આવેલ છે. તારે શું કહેવાનું છે?''

દારૂડિયો : ''અરે વાહ, આભાર આપનો, ચાલો પી કાઢીએ.'' કોર્ટમાં હાજર બધા ખડખડાટ હસી પડ્યા.

જજ : ''ઑર્ડર, ઑર્ડર!''

દારૂડિયો : ''મારા માટે સાહેબ, રમ અથવા વ્હિસ્કી... બીજું કશું નથી ફાવતું.''



કેટલા બધા લોકોને સ્વતંત્રતા દિવસ અને પ્રજાસત્તાક દિવસ વચ્ચેનો ભેદ જ નથી ખબર. અમૂલખભાઈ આ ભેદ કેટલી સરસ રીતે સમજાવે છે એ સાંભળો: ''લગ્ન પહેલાં તમામ પ્રકારની જે સ્વતંત્રતા હોય એને સ્વતંત્રતા કહેવાય અને લગ્ન પછી કાયદાકાનૂન સાથેનું જે બંધારણ-બંધન લાગુ પડે એને પ્રજાસત્તાક કહેવાય.'' તમે નહીં માનો, પણ બધાને સમજ પડી ગઈ!''



સાદિકમિયાં : ''મારે આઠ દિવસની રજા જોઈએ છે સાહેબ.''

મૅનેજર : ''એક વાતનો ખરો જવાબ આપો તો રજા મંજૂર કરું.''

સાદિકમિયાં : ''બોલો સાહેબ!''

મૅનેજર : ''કટપ્પાએ બાહુબલીને કેમ માર્યો?''

સાદિકમિયાં : ''એણે એની રજા મંજૂર કરવાની ના પાડી હતી એટલે.''

બોલો રજા મંજૂર થઈ ગઈ!



અમેરિકાના એક ધનિકે આવું વિલ બનાવ્યું :

''મારી તમામ સંપત્તિ મારી પત્નીને એ શરતે મળે કે તેણે દર વર્ષે છાપામાં મારી શ્રદ્ધાંજલિ છપાવવી અને એમાં નીચે લખવું કે જો મારી જીભ ટૂંકી હોત તો મારા પતિની જિંદગી લાંબી હોત.''




# હાસ્યેન સમાપયેત્

દવાની દુકાનમાં એક યુવતી ગ્રાહકો ઓછા થાય એની રાહ જોતી શાંતિથી ઊભી હતી. જરાક રાહત લાગતાં દુકાનદારે પૂછ્યું,

''બોલો, તમારી શું મદદ કરી શકું?''

યુવતી, ''તમને વાંધો ન હોય તો મારા મંગેતરનો આ પત્ર વાંચી આપો ને! એ ડૉક્ટર છે!''



નોકરિયાતઃ ''સાહેબ મને નોકરીમાં 30 વર્ષ થઈ ગયાં છે અને છતાં મેં ક્યારેય પગાર વધારો નથી માગ્યો.''

શેઠઃ ''એટલે જ તમે આ નોકરીમાં 30 વર્ષ ટકી રહ્યા છો!''



કઠેડામાં ઊભેલો સાક્ષી : ''સાહેબ, મારે શું કરવું સમજાતું નથી.''

જજઃ ''કેમ, શું વાત છે?''

સાક્ષીઃ ''હમણાં જ મેં સાચું બોલવાના સોગન ખાધા છે પણ હું સાચું બોલવા જાઉં છું તો આ વકીલ અથવા બીજા એમ કરતાં મને રોકે છે.''



પત્નીઃ ''વારે વારે એમને એમ સાબુથી હાથ ધૂઓ છો એના કરતાં સાથે સાથે એક બે વાસણ પણ ધોઈ નાખતા હો તો!''



ટીચરઃ ''આ કયો કાળ છે? - હું ચાલી ગઈ.''

વિદ્યાર્થીઃ ''ખોટો કાળ...''

ટીચરઃ ''કઈ રીતે?''

વિદ્યાર્થીઃ ''તમે હજુ અહીંયાં જ છો!''

Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**

वेदोऽखिलो धर्ममूलम् । वेदो नित्यमधीयताम् । वेदः वयं वः शरणं प्रपन्नाः । वेदो ये नः परं धनम् ।



# અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ શ્રી ગોવિંદ દીક્ષિત પુણ્યસ્મૃતિ સ્મરણ સમિતિ (રજિ.)

## "Sri Govinda Deekshita Ghatika Sthanam"

29-30, East Iyen Street (Entrance at Yagasalai St.), KUMBAKONAM.
Tamil Nadu - 612 001. India
Tel. No. Off : (0435) 2401789, 2425948 Patasala : 2401788, 2422866
E-mail : rajavedapatasala@dataone.in
Website : www.rajavedapatasala.org

## વેદો અને શાસ્ત્રોના, પ્રાચીન ગુરુકુળ પદ્ધતિ દ્વારા, રક્ષણાર્થે જાહેર નિવેદન

શ્રી રાજા વેદ કાવ્ય પાઠશાળા, કુંભાકોણમની સ્થાપના ૧૫૪૨માં સુવિખ્યાત વહીવટકર્તા-સંચાલક સંત અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ ભગવાન શ્રી ગોવિંદ દીક્ષિદર દ્વારા પવિત્ર નદી કાવેરીના તટે વેદ અને શાસ્ત્રોના પ્રસાર માટે કરવામાં આવી છે. તેઓએ તંજાવુરના નાયક રાજાઓનું સતત ત્રણ પેઢી સુધી પ્રધાનપદ શોભાવ્યું છે. તામિલનાડુમાં જ આ એકમાત્ર પાઠશાળા છે જે પાછલાં ૪૭૧ વર્ષથી અવિતરપણે કાર્ય કરી રહી છે. જ્યાં ઋગ્વેદ, કૃષ્ણ અને શુકલ યજુર્વેદ અને સામવેદ પ્રાચીન પરંપરાનુસાર અભ્યાસક્રમ શીખવાય છે. વિદ્યાર્થીઓને ૮થી ૧૨ વર્ષની વયથી શીખવાય છે ૬થી ૧૦ વર્ષ પર્યંતના આ અભ્યાસકાળમાં વિદ્યાર્થીના આવાસ, ભોજન તેમ જ વસ્ત્રાદિ તેમ જ યાત્રાભાડુંની વ્યવસ્થા કરવામાં આવે છે. હાલમાં અહીં ૧૫૫ વિદ્યાર્થીઆને ૧૪ અધ્યાપકો કેળવણી શિક્ષા આપે છે.

વૈદિક અભ્યાસ બાદ તેઓને શાસ્ત્રો અને વેદોના ઉચ્ચ અભ્યાસ માટે પાઠશાળાના વિદ્વાન અધ્યાપકો દ્વારા પ્રોત્સાહન અપાય છે.

તા. ૨૧-૬-૨૦૦૪ના રોજ નવી પાઠશાળા શ્રી ગોવિંદ દીક્ષિદર ઘટિકા સ્થાનમ્ (૧૩,૫૦૦ ચો. ફૂટ)ના મકાનનું અર્પણ કાંચી કામકોટી મઠના શંકરાચાર્ય પ.પૂ. શ્રી જયેન્દ્ર સરસ્વતીના શુભહસ્તે થયું.

પાઠશાળાના વધતા જતા ખર્ચને પહોંચી વળવા નીચે પ્રમાણેનાં દાન સ્વીકારાય છે. તમારા પત્ર/ઈમેલમાં સરનામા સાથે ફોન નંબર, STD કોડ અને મોબાઈલ નંબર લખવા વિનંતી. દાનની રકમ આવકવેરાની ૮૦-G કલમાનુસાર કરમુક્ત છે.

| યોજના | દાનની રકમ | સ્થાયી થાપણ (જમા રકમ) |
|---|---|---|
| વિદ્યાર્થી ભોજન. સાદું (સમારાધન) | રૂ ૭૦૦/- | રૂ. ૯,૦૦૦/- |
| વિશિષ્ટ ભોજન | રૂ. ૨,૫૦૦/- | રૂ. ૩૦,૦૦૦/- |
| દાળ-ભાત : (૭૫ કિલો) | રૂ. ૧,૬૦૦/- | રૂ. ૨૦,૦૦૦/- |
| વેદ અને શાસ્ત્રના અભ્યાસ શિક્ષણ/રક્ષણાર્થે (વિદ્યાર્થી દીઠ) | રૂ. ૧૨,૦૦૦/- પ્રતિ વર્ષ | ૧,૫૦,૦૦૦/- |

ક્રોસ ચેક, ડિમાંડ-ડ્રાફ્ટ, A.V.M.S.G.D.P.S. Samithi કુંભાકોણમ્ ખાતે કરી મોકલવા વિનંતી. (પત્રવ્યવહાર ઉપરના સરનામે પ્રમુખ કે ખજાનચી પ્રતિ કરવો.)

Total Pages 140
Date of Publication : 23rd of every previous month
R.N.I. 35887/80 Registered No. MCW / 110 / 2021-2023 Posted on Mumbai Patrika Channel Sorting Office Mumbai-400 001 on 27th & 28th of every previous month.